

અખીદોશીની પોળના શ્રી. ચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના દેરાસરના
મૂળનાયકની પ્રાચીન ધાતુપ્રતિમા [ સં. ૧૧૧૦ ]

## અર્પણ

રાધનપુરમાં ધાર્મિક ભાવનાનું
બીજારોપણ કરનાર

**શ્રવણ શેઠ**

અને

એ ભાવનાનું સિંચન કરી
એને પ્રતિષ્ઠા આપનાર
પૂજ્ય

### આચાર્યશ્રી હેમવિમલસૂરિજીને

—મુનિ વિશાલવિજય





## તીર્થસાહિત્ય

તથા

## ધર્મબોધના સાહિત્ય

માટે

જરૂર પત્રવ્યવહાર કરો



**શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા**

ગાંધી ચોક : ભાવનગર (સૌરાષ્ટ્ર)



શાંતમૂર્તિ મુનિરાજ
શ્રી. જયંતવિજયજી મહારાજ

# પ્રકાશકીય નિવેદન

શિલાલેખો અને પ્રતિમાલેખોની ઉપયોગિતા કેટલી છે એ ઇતિહાસના વિદ્વાનોને અજાણી નથી. શિલાલેખો કે પ્રતિમાલેખોના જે સંગ્રહો અત્યાર સુધીમાં પ્રગટ થઈ ચૂક્યા છે તેમાંથી ગચ્છ, જ્ઞાતિ, ગોત્ર, આચાર્ય, તેમની શિષ્યપરંપરા, કુટુંબોની નામાવલી, તેની વંશાવલી અને ગામ વગેરેની વર્ષવાર માહિતી મળી આવે છે. તેનાથી અને ગ્રંથસ્થ વિગતોથી આપણા પ્રાચીન ઇતિહાસના કેટલાક તબક્કાઓની વિગતો સંકલિત કરવાનું કામ સરળ બન્યું છે. છતાં આ દિશામાં હજી વધુ પ્રયાસ કરવાની જરૂર છે. ખરું જોતાં તો ભારતમાં જ્યાં જ્યાં જૈન મંદિરો વિદ્યમાન છે, તે સર્વ મંદિરોના શિલાલેખો અને પ્રતિમાલેખો પ્રસિદ્ધ થવા જોઈએ. એમ થશે તો ઇતિહાસના કેટલાક કોયડા હલ કરવામાં ઘણી મદદ મળશે.

જે લેખસંગ્રહો પ્રગટ થયા છે તેણે ઇતિહાસમાં કીમતી સહાય આપી છે અને આપણા જ્ઞાનમાં વધારો કર્યો છે; એટલું જ નહિ, આપણી જિજ્ઞાસાને સતેજ બનાવી આપણને શોધખોળ માટે પ્રયત્નશીલ બનાવ્યા છે. આ દિશામાં અનેક વિદ્વાનો પ્રયત્ન કરે અને સંસ્થાઓ એવા વિદ્વાનોને પ્રેરણા આપતી રહે એવી અમે આશા રાખીએ છીએ.

સ્વ૰ પૂજ્યપાદ આચાર્ય શ્રીવિજયધર્મસૂરિજીએ સંગ્રહીત કરેલા પ્રતિમાલેખોનો એક સંગ્રહ સ્વ૰ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજે સંપાદિત કર્યો હતો તે 'પ્રતિમાલેખસંગ્રહ' નામે આ ગ્રંથમાળા તરફથી પ્રકાશિત થયો હતો. તે પછી સ્વ૰ શાંતમૂર્તિ મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજશ્રીએ સંગ્રહીત કરેલ આબૂનાં જૈન મંદિરોના સમગ્ર શિલાલેખો 'અર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ' નામે અને આબૂની આસપાસનાં ૯૬ ગામોમાં વિહાર કરીને એકત્રિત કરેલા શિલાલેખો *'અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ'* નામે આ જ ગ્રંથમાળા તરફથી પ્રગટ થઈ ચૂક્યા છે. એ જ ક્રમમાં તેમના જ

ભક્તિપરાયણ શિષ્ય મુનિરાજ શ્રી વિશાળવિજયજી મહારાજ, જેઓ આ સંસ્થાના એક પ્રાણસમા સહાયક છે, તેમણે રાધનપુરનાં ૨૬ જિનાલયોમાથી લીધેલા લગભગ ૫૦૦ જેટલા પ્રતિમાલેખોનો સંગ્રહ 'શ્રી રાધનપુર પ્રતિમાલેખસંદોહ' નામે આજે પ્રકાશિત થાય છે. મહારાજશ્રીએ આ ગ્રંથોની સામગ્રી અમને સોંપી તેનું સંપાદન કરી આપ્યું છે તે બદલ અમે તેમના આભારી છીએ; અને આ પુસ્તક જનતાના હાથમાં મૂકતાં અમે આનંદ અનુભવીએ છીએ.

જોકે આવા લેખસંગ્રહોનું પ્રકાશન આર્થિક દૃષ્ટિએ મોંઘું હોય છે અને તેનો ઉપાડ પણ જોઈએ તેવો થતો નથી; પરંતુ પૂજ્ય મુ. શ્રી વિશાળવિજયજી મહારાજશ્રીની પ્રેરણાથી રાધનપુરનિવાસી શેઠ માણેકલાલ વખારિયાએ આ ગ્રંથને પ્રકાશિત કરાવવાનું કામ માથે લીધું અને તેમણે રાધનપુરના સદ્‌ગૃહસ્થો પાસેથી રકમ એકઠી કરીને આ ગ્રંથ પ્રકાશિત કરવામાં અમને પૂરેપૂરી સહાય આપી છે, તે બદલ અમે તેમનો અને સહાયકો, જેમની યાદી આ સાથે આપીએ છીએ તે સૌનો આભાર માનીએ છીએ.

પૂજ્ય મુનિરાજ શ્રી વિશાવિજયજી મહારાજે તેમના ગુરુની જેમ સાહિત્યનો શોખ કેળવ્યો છે એ તેમનાં પુસ્તકો ઉપરથી જાણી શકાય છે. આજ સુધીમાં તેમણે જૈન તીર્થોની માહિતી આપતી સાતેક પુસ્તિકાઓ લખીને અમને સોંપી, તે અમે આ સંસ્થા તરફથી પ્રગટ કરી છે. એ પુસ્તિકાઓએ જનતાનો સારો ચાહ મેળવ્યો છે. તેથી એ જ દિશામાં બીજી પુસ્તિકાઓ તેઓ તૈયાર કરી રહ્યા છે, જે આ ગ્રંથમાળા મારફત પ્રકાશિત થતી રહેશે. મુંડસ્થલ મહાતીર્થ અને ભીલડિયા તીર્થની પુસ્તિકાઓ છપાઈ રહી છે તે પણ થોડા સમયમાં પ્રગટ થશે. આમ પોતાની સાહિત્યપ્રવૃત્તિના ફળરૂપે આ પ્રતિમાલેખોનો સંગ્રહ પ્રગટ કરવાની અમને તક આપી છે તે માટે અમે તેમનો હાર્દિક આભાર માનીએ છીએ, અને તેઓ ઉત્તરોત્તર વધુ સાહિત્ય આપતા રહે એવી આશા રાખીએ છીએ.

—પ્રકાશક

# મુંબઈના સહાયકોની નામાવલી

| | રૂા નયાપૈસા | નામ |
|---|---|---|
| ૧ | ૨૫૦–૦૦ | શેઠ ગોડીદાસ ડોસાચંદની પેઢી |
| ૨ | ૨૫૦–૦૦ | શેઠ નવલચંદ ખુશાલચંદની પેઢી |
| ૩ | ૨૦૦–૦૦ | ડૉ જગજીવનદાસ મછાચંદ ટ્રસ્ટ<br>ઠે ચીમનલાલ ડોકટર તથા મહાસુખનાલ ઝવેરદાસ |
| ૪ | ૧૦૧–૦૦ | શેઠ સકરચંદ મોતીલાલ મૂળજી |
| ૫ | ૧૦૦–૦૦ | શેઠ ગીરધરલાલ નીકમલાલ |
| ૬ | ૧૦૦–૦૦ | શેઠ જીવનલાલ પ્રતાપશી |
| ૭ | ૧૦૦–૦૦ | શેઠ અમૃતલાલ છગનલાલ |
| ૮ | ૬૨–૫૦ | શેઠ બાલચંદ ઇશ્વરલાલ |
| ૯ | ૬૨–૫૦ | શેઠ ભોગીલાલ નિકમલાલ |
| ૧૦ | ૬૨–૫૦ | શેઠ મણીલાલ જમનાદાસ |
| ૧૧ | ૫૧–૦૦ | શેઠ કાનિલાલ ઇશ્વરલાલ |
| ૧૨ | ૫૧–૦૦ | શેઠ કે બી વકીલ |
| ૧૩ | ૨૭–૫૦ | શેઠ સેવંતિલાલ ચીમનલાલ |
| ૧૪ | ૨૭–૫૦ | શેઠ મોહનલાલ ટોકરશી |
| ૧૫ | ૨૭–૫૦ | શેઠ પનાલાલ ચૂનીલાલ |
| ૧૬ | ૨૭–૫૦ | શેઠ નિકમલાલ મગનલાલ |
| ૧૭ | ૨૭–૫૦ | શેઠ બાપુલાલ જીવરાજ |
| ૧૮ | ૨૭–૫૦ | શેઠ કાંતિલાલ દસાડીઆ |
| ૧૯ | ૨૭–૫૦ | શેઠ મોતીલાલ મણીલાલ |
| ૨૦ | ૨૭–૫૦ | શેઠ ચંપકલાલ પુનમચંદ |
| ૨૧ | ૬૭–૫૦ | શેઠ હરગોવનદાસ હરજીવનદાસ |
| ૨૨ | ૧૫–૦૦ | શેઠ નાથાલાલ રાવજીભાઈ વખારીયા |
| ૨૩ | ૧૫–૦૦ | શેઠ સોમચંદ લલ્લુભાઈ વખારીયા |

| | | |
|---|---|---|
| ૨૪ | ૧૫–૦૦ | શેઠ કે. જે. શાહ |
| ૨૫ | ૧૨–૫૦ | શેઠ જેસીંગભાઈ મોહનલાલ |
| ૨૬ | ૧૨–૫૦ | શેઠ કાંતિલાલ વરધીલાલ |
| ૨૭ | ૧૨–૫૦ | શેઠ ચંદુલાલ વનેચરાજ |
| ૨૮ | ૧૨–૫૦ | શેઠ ચુનીલાલ ત્રીકમલાલ |
| ૨૯ | ૧૨–૫૦ | શેઠ આર. જે. શાહ |
| ૩૦ | ૧૨–૫૦ | શેઠ લહેરચંદ પરશોતમ ગાંધી |
| ૩૧ | ૧૨–૫૦ | શેઠ પ્રતાપશી પચાણજી મણીઆર |
| ૩૨ | ૧૨–૫૦ | શેઠ મુક્તીલાલ ગોરધનદાસ |
| ૩૩ | ૫–૦૦ | શેઠ હીરાલાલ ગંભીરમલ |
| ૩૪ | ૫–૦૦ | શેઠ હિંમતલાલ ચીમનલાલ |
| ૩૫ | ૫–૦૦ | શેઠ અચરતલાલ લલ્લુભાઈ |
| ૩૬ | ૨–૫૦ | શેઠ જયંતિલાલ ભોગીલાલ |
| ૩૭ | ૨–૫૦ | શેઠ કાંતિલાલ કકલભાઈ ભણસાળી |

श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नमो नमः ।
यक्षराट् श्रीमणिभद्रो विजयतेतराम् ।
श्रीमद्विजयधर्मसूरिगुरुभ्यो नमो नमः ।
श्रीजयन्तविजयगुरुभ्यो नमः ॥ ७

# કિંચિદ્ વક્તવ્ય

સં૦ ૨૦૦૬ની સાલનું ચાતુર્માસ મેં મારા લઘુ ગુરુભાઈ તપસ્વી શ્રી. જયાનંદવિજયજી સાથે રાધનપુરમાં કર્યું. મારા ગુરુદેવોએ મારામાં જે ઇતિહાસ અને પુરાતત્ત્વ સંબંધી અભિરુચિનું બીજારોપણ કર્યું હતું તે દ્વારા મને રાધનપુરનાં દેરાસરોની પ્રતિમાઓના લેખો લેવાની સહજ પ્રેરણા થઈ આવી. એ લેખો મારા સંશોધનકાર્યમાં ઉપયોગી નીવડશે, માત્ર એટલા જ ખ્યાલથી મેં એ વખતે ત્યાંના બધાં દેરાસરોમાંથી પ્રતિમાલેખો લઈ લીધા. ત્યારે એવી તો સ્વપ્નમાંયે આશા નહોતી કે એ લેખો આ રીતે પુસ્તકાકારે પ્રગટ થશે. પણ બળવાન ભાવિએ એ સહજ વસ્તુને રચનાત્મક ઘાટ આપ્યો, જે આજે પુસ્તકાકારે રજૂ થાય છે.

મારે કબૂલ કરવું જોઈએ કે, મારા એ સંશોધનાત્મક શોખને આવો ઘાટ આપવાનું કામ મહાનુભાવ શ્રી. માણેકલાલ નાથાલાલ વખારિયા અને તેમના કુટુંબને આભારી છે. એ માટે તેમને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે

જેવી સહજતાથી મેં રાધનપુરના પ્રતિમાલેખો લીધા તેવી જ સહજતાથી શ્રી માણેકલાલભાઈ સાથે આ ગ્રંથના પ્રકાશનની વાત થઈ:—

લગભગ પાંચ વર્ષ પહેલાંની એ વાત છે. સં. ૨૦૧૧માં હું તળાજા તીર્થની યાત્રાએ ગયો હતો. એ વખતે શ્રીયુત માણેકલાલભાઈ વખારિયા પણ તળાજાની યાત્રાએ આવ્યા હતા. એ સમયે હું તળાજાની પુસ્તિકા લખવા માટેની સામગ્રી એકત્રિત કરી રહ્યો હતો. જૂનાં પરિકરો, પદ્માસન

વગેરે શ્રી પાર્શ્વનાથ જિનાલયની પાસેની ઓરડીમાં પડેના હું જોઈ-તપાસી રહ્યો હતો ત્યાં જ શ્રી વખારિયા અને તેમની પુત્રી ચિ. ભારતી મારી પાસે વદનાર્થ આવ્યા અને સહજ જિજ્ઞાસા ભાવે પૂછવા લાગ્યાં 'આપ શું કરી રહ્યા છો ?'

આપણા સમાજમાં ઇતિહાસ અને પુરાતત્ત્વ તરફ રસ કેળવાયેલો નથી એવા વલણને ધ્યાનમાં રાખીને મેં કંઈક ઉપેક્ષાભાવથી 'શિલાલેખો વાંચુ છુ-ઉતારુ છુ' એવો જવાબ આપ્યો

શ્રી વખારિયાની પુત્રીને તો આવા વિષયમા ખૂબ ઊંડો રસ છે એવો મને ખ્યાન નહોતો શ્રી ભારતીબેને કેટલાક ઝીણવટભર્યા પ્રશ્નો પૂછ્યા અને મેં તેના રસપૂર્વક જવાબ આપ્યા એ સાંભળ્યા પછી શ્રી માણેકલાલભાઈ વખારિયાએ 'રાધનપુરના દેરાસરોના પ્રતિમાલેખો લીધા છે ?' એવો પ્રશ્ન કર્યો

જવાબ સ્પષ્ટ હતો મે 'હા' પાડીને 'આપણા સમાજને ક્યા એવા લેખોનું પ્રકાશન કરવાની પડી છે ?' એમ ઉમેર્યું

શ્રી વખારિયાએ તરત જ કહ્યું 'હુ એ પ્રતિમાલેખોના પ્રકાશનને માટે પ્રયત્ન કરીશ' એટલુ કહીને તેઓ ગયા, કેમકે ક્રિયાશીલ શ્રી વખારિયા લાંબી વાતો કરવામાં માનતા નથી એ પછી હુ ભાવનગરમા કૃષ્ણ નગરમાં ચતુર્માસ હતો ત્યારે શ્રી વખારિયાએ એના પ્રકાશનની રકમ માટેનો અદાજ પુછાવ્યો એના અદાજ માટે મે શ્રી જયભિખ્ખુને વિગતે જણાવ્યું તેમણે જે અંદાજ કાઢીને મોકલ્યો, તે મે શ્રી વખારિયાને લખી જણાવ્યો

બસ આ વાત ઉપરથી આ પ્રતિમાલેખોને ગ્રથસ્થ કરવાનાં મંડાણ શરૂ થયાં શિલાલેખોને પ્રેસયોગ્ય વ્યવસ્થિત કરવાનું કાર્ય પં० શ્રી અબાલાલ પ્રેમચદ શાહને સોંપવામાં આવ્યુ તેમને સોંપવામાં આવેલું કાર્ય પૂરુ કરીને પ્રેસમાં આપ્યુ તે પછી શ્રી અબાલાલભાઈ

મુંબઈમાં રહેવા ગયા ત્યારે આ કાર્ય જુદી જુદી વ્યક્તિઓને સોંપવામાં કંઈક સમય ગયો. મારી અસ્વસ્થ તબિયતનું પણ કારણ હતું. એટલે એ કાર્યને સહેજે ત્રણ–ચાર વર્ષ વીતી ગયાં.

છેવટે આ પુસ્તકને માટે યોગ્ય સહકારીઓ મળ્યા એ જ મારા માટે આનંદનો વિષય છે. શ્રી રતિલાલભાઈ દેસાઈએ આ પુસ્તકની (અનુક્રમણિકાઓ) તૈયાર કરી, શ્રી કાંતિલાલ દેસાઈએ આ ગ્રંથનું પ્રુફ રીડીંગ કર્યું અને પં૦ શ્રી અંબાલાલભાઈએ હાલમાં જ મારા રાધનપુરના ઐતિહાસિક પરિચયની સામગ્રીને વ્યવસ્થિત કરી આપી છે તે બદલ એ સૌને ધન્યવાદ આપું છું.

મારી અશક્ત અને નરમ તબિયતમાં દરેક પ્રસંગે ખડે–પગે રહી સેવા કરનાર શ્રી અનંતરાયભાઈ, શ્રી અમેચંદભાઈ અને મારા લઘુ ગુરુબંધુ શ્રી જયાનંદવિજયજી મહારાજ, જેમની પ્રેરણાથી આ સાહિત્યિક કાર્ય કરી શક્યો અને કરી શકું છું, એ સૌને ધન્યવાદ આપું છું.

અંતે શ્રી. વખારિયા અને આ પુસ્તકમાં સહાય કરનારાઓને પણ ધન્યવાદ આપું છું.

શ્રીગોડીજી જૈન ઉપાશ્રય
શાશ્વતા ચૌમુખ દેરાસર
શિલારોપણ દિન સં. ૨૦૧૬
શ્રાવણ વદિ બીજ સોમવાર
**ભાવનગર**
તા. ૮–૮–'૬૦

ધર્મજયંતોપાસક
**મુનિ વિશાળવિજય**



૧. તંબોળી શેરીમાં આવેલા ચૌમુખજીના દેરાસરમા રહેલા બીજા દેરાસરના મૂળનાયક શ્રી સીમંધરસ્વામીની પ્રતિમા



૨. શ્રી. ચિંતામણિ પાર્શ્વનાથનું ભવ્ય મંદિર



૩. મોટા શ્રી. આદીશ્વર ભગવાનનું મંદિર

# રાધનપુરની વર્તમાન સ્થિતિ

"રાધનપુર રળિયામણું રે લોલ,
જિનહર છી સુખકંદ રે;
પ્રતિમા તિહાં કણિ ચ્યારશી રે લોલ,
વંદ્યા તિહાં જિનંદ રે."

રળિયામણું રાધનપુર ક્યાં આવ્યું? એની રમણીયતા શાને આભારી છે? એ કેટલું પ્રાચીન છે? એ સંબંધી ઇતિહાસ ટૂંકમાં આલેખવાનો અહીં પ્રયત્ન છે. ખાસ કરીને જૈનો વિશે અહીં માહિતી આપીશું.

ગુજરાતના ઉત્તર સીમાડે આવેલું રાધનપુર ૨૪૦–૪૯૦ ઉત્તર-અક્ષાંશ અને ૭૧૦–૩૪૦ પૂર્વ રેખાંશ, એની વચ્ચે બનાસ નદીની ઉત્તર દિશામાં પાંચ માઈલ દૂર આવેલું છે. રાધનપુરની ઉત્તરે થરાદ અને વાવ તાલુકાઓ છે, દક્ષિણમાં ધ્રાંગધ્રા અને ઝીંઝુવાડાના તાલુકાઓ છે. પૂર્વમાં પાટણ અને પશ્ચિમમાં સાંતલપુર તાલુકો તેમજ કચ્છનું નાનું રણ છે. રાધનપુર રાજ્યનું ક્ષેત્રફળ ૧૧૫૦ માઈલનું છે.

રાધનપુર પહેલાં બલોચ મુસલમાનોના હાથમાં હતું. તે પછી પ્રખ્યાત બાબીવંશમાંથી ઊતરી આવેલા નવાબો અહીં રાજ્ય કરતા હતા. ભારતને સ્વરાજ્ય મળ્યા પછી તે મુંબઈ રાજ્યની અંતર્ગત ગણવામાં આવ્યું અને મુંબઈ રાજ્યના વિભાજન પછી આ પ્રદેશ ગૂજરાત રાજ્યમાં ગણાય છે.

રાધનપુર ખાસ કરીને જૈન દેરાસરો, જૈનોનાં ધાર્મિક સ્થાનો અને જૈનોની વિશેષ વસ્તીના કારણે મનોહર લાગે છે.

અહીં કુલ ૨૫ જેટલાં જૈન મંદિરો છે, તેની વિગત નીચે મુજબ છે—

## ૧. વરખડીનું (શ્રી ગોડી પાર્શ્વનાથ ભ૦નું) દેરાસર

બીલોટ દરવાજા બહાર ૦ા ફર્લાંગ દૂર શ્રી ગોડીજી પાર્શ્વનાથ પ્રભુની ઘૂમટબંધી પાદુકાદેરી છે. ત્યાં વિશાળ ચોક તથા ઓરડી છે, આ દેરીની પાસે વરખડીનું ઝાડ હોવાથી તે 'વરખડીના મંદિર'થી ઓળખાય છે. વરખડી ઉપરથી ખાંડ ઝરે છે. આ સ્થળ ચમત્કારિક મનાય છે, તેથી અહીં ઘણા લોકો દર્શનાર્થે આવે છે.

આ પાદુકાની સ્થાપના અને ચમત્કાર વિશે કેટલીક માહિતી સાંપડે છે, 'જેસલમેરના શિલાલેખો'માં બાફણા હિંમતરામજીની મંદિર-પ્રશસ્તિ નં. ૧ [૨૫૩૦] માં જણાવ્યું છે તેનો સાર એ છે કે, જેસલમેર-નિવાસી ખરતરગચ્છીય બાફણાગોત્રીય શા ગુમાનચંદજીના પુત્ર શા બાદરમલજી વગેરે પાંચ ભાઈઓએ જેસલમેર, ઉદયપુર અને કોટાથી સં૦ ૧૮૯૧ ના મહા સુદિ ૧૩ ના દિવસે મોટો સંઘ કાઢ્યો હતો. ૧૯મી સદીમાં આવો વિશાળ સંઘ નીકળ્યો નહીં હોય એમ એ પ્રશસ્તિથી જણાય છે. એ સંઘ શત્રુંજય, ગિરનાર વગેરે અનેક તીર્થોની યાત્રા કરતો કરતો શંખેશ્વર થઈ અષાઢ માસમાં રાધનપુર આવ્યો હતો.

એ જ સમયે એક અંગ્રેજ પણ ગોડીજી પાર્શ્વનાથનાં દર્શન કરવાને અહીં આવ્યો હતો.

સંઘ આવ્યો ત્યારે રાધનપુરમાં પાણીની બહુ તંગી હતી. સંઘને પાણી પૂરું પાડવા જેવું અહીં સાધન નહોતું. આથી રાધનપુરના શ્રીસંઘને ચિંતા થતી હતી. પરંતુ આ ગોડીજીના પ્રભાવથી ત્યાં ગેવાઉ નામે નવી નદી નીકળી આવી અને સંઘની ચિંતા દૂર થઈ. સંઘવીએ ગોડીજી ભગવાનની પ્રતિમાને હાથીની અંબાડીમાં પધરાવી ધામધૂમથી મોટો વરઘોડો કાઢ્યો. એ વરઘોડો લાગલાગટ સાત દિવસ સુધી રાધનપુરમાં ફેરવી તમામ લોકોને ગોડીજીનાં દર્શન કરાવ્યાં. વરઘોડામાં પ્રભુજીના વધાવાના ત્રણ લાખ રૂપિયાની ઉપજ થઈ. સંઘ અહીં સવા મહિના સુધી રોકાયો હતો. સંઘવીએ મોટો પાકો ચોતરો બનાવી તેમાં ગોડીજી પ્રભુની પાદુકા પધરાવી દેરી બંધાવી.

વળી, 'રાધનપુર ડિરેક્ટરી' પૃ૦ ૯૪ માં જણાવ્યું છે કે, 'તેની (ભીલોટ દરવાજાની) નજીકમાં શ્રાવકોનું વરખડીનું દહેરું છે અને તેમાં ગોડીયા પાર્શ્વનાથનાં પગલાં છે. પગલાંની આજુબાજુ લેખ કોતરેલો છે, પણ તે પૂરો વાંચી શકાતો નથી. ફક્ત સ૦ ૧૮૦૧ની સાલનો આંકડો દેખાય છે, એટલે તે વરસમાં આ દેરું બંધાયું હોય એમ જણાય છે કહે છે કે, ગોડીયા પાર્શ્વનાથને પારકરના વાણિયા શા. મેઘો તથા તેનો સાળો (કાજળ શા) રૂની ગાંસડીમાં ઊંટ ઉપર લાદીને લઈ જતા હતા,[1] તે શહેરને પાધર ઊતર્યા. શહેરના દાણીએ દાણ લેવા માટે ઊંટોની ગણતરી કરવા માંડી તો એક વખત કોઈ સંખ્યા ગણાઈ અને બીજી વખત તેથી ઓછીવત્તી થઈ. મતલબ, નિશ્ચય થઈ શક્યો નહીં. તેને રાતમાં પરચો દેખાડ્યો એટલે ગાસડી ખોલી. ગોડીયા પાર્શ્વનાથ અલોપ થયેલા જણાયા. તેથી તે જગોએ છોબંધ દેરી તથા પડથાર બનાવ્યો. અંદર વરખડીના ઝાડ સબબે 'વરખડી' કહેવાય છે.'

કાર્તિક સુદિ એકમના દિવસે અહીં સાગરગચ્છની પેઢી તરફથી ધજા ચડાવવામાં આવે છે.

## ૨. શ્રી કુંથુનાથ ભ૦નું દેરાસર

આ મંદિર પરામાં આવેલું છે. મંદિર ઘૂમટબંધી છે અને તેમાં ભમતી નથી મૂળગભારામાં મૂળનાયક શ્રીકુંથુનાથ ભ૦ છે. મૂળનાયક સહિત આરસની પ્રતિમા ૫, ધાતુની પ્રતિમા ૧ તથા ૧ ગટો છે. અહીં ગૌતમસ્વામીની ધાતુમૂર્તિ છે. મંદિરની પાસે નાનો બગીચો છે.

આ મંદિર ભાભરવાળાનું કહેવાય છે. દંતકથા છે કે, ભાભર ભાંગ્યું ત્યારે મૂળનાયકની પ્રતિમા ભાભરથી અહીં લાવવામાં આવી સં૦ ૧૮૬૯ પછી આ દેરાસર બાંધવામાં આવ્યું. મંદિરનો વહીવટ વિજયગચ્છવાળા કરે છે.

---

[1] મેઘા શાહે સં. ૫૦૭] માં પાટણથી ગોડી પાર્શ્વનાથની પ્રતિમા લીધી હતી, તે તેમણે રૂના પોઠડામાં બાંધી હતી અને તેના કારણે પરચો મળ્યો, એમ પણ જાણવા મળે છે.

ભાભરવાળા અહીં કન્યા પરણાવવા આવે તો રૂ. ૫ા આ દેરાસરના ભંડારમાં નાખે એવો લાગો છે

### ૩. શ્રી ધર્મનાથ ભ૦નું દેરાસર

પરામાં ગોડીજીની ખડકીમાં આ શિખરબંધી મંદિર આવેલું છે. ભમતી સાથેનું આ મંદિર પથ્થરથી બાંધેલું છે.

મૂળનાયક શ્રી ધર્મનાથ ભ૦ની પ્રતિમા વાગડીથી લાવવામાં આવી છે. મૂળગભારામા મૂળનાયક સાથે ૬ આરસની અને ૧૦ ધાતુની જિનપ્રતિમાઓ છે.

મૂળગભારાની સામેના ગભારામાં આરસની ૨૨ મૂર્તિઓ છે. તે ગભારામાં મૂળનાયક શ્રી ચંદ્રપ્રભસ્વામી છે. આરસની ૧ નાની ચૌમુખ પ્રતિમા છે.

ભમતીમાં જીર્ણોદ્ધાર થયો છે. તેમાં ૧૭ દેરીઓ છે અને તેમાં ૬૫ આરસ પ્રતિમાઓ છે.

સભામંડપના ગોખલામાં ૩ આરસની મૂર્તિઓ છે.

વારાહીવાળા અહીં કન્યા પરણાવવા આવે ત્યારે રૂ. ૯) આ દેરાસરના ભંડારમાં નાખે એવો કર છે.

### ૪. શ્રી ગોડી પાર્શ્વનાથ ભ૦નું દેરાસર

પરામાં આવેલ ગોડીજીના દેરાસરની ખડકીમાં આ મંદિર આવેલું છે. અગાઉ આ મંદિર લાકડાનું હતું. તે જીર્ણ થવાથી દેવદ્રવ્યના પૈસામાંથી ઉદ્ધાર કરાવ્યો. સં૦ ૧૯૬૧ના કાર્તિક સુદ ૭ ને સોમવારે દેરાસર ઉતરાવ્યું અને સં૦ ૧૯૬૧ના માગશર સુદ ૫ ને સોમવારે વિજયગચ્છની પેઢી તરફથી શા. ચતુર વખતચંદ મારફત જીર્ણોદ્ધાર કરાવવાનો પ્રારંભ કર્યો.

દેરાસર ઘૂમટવાળું અને પથ્થરથી બાંધેલું છે. ભમતી બનાવી છે પણ તેમાં પ્રતિમાજી નથી. મંદિરનું મુખ પશ્ચિમ દિશામાં છે ને

શિખરબંધી છે મૂળ ગભારામા મૂળનાયકનું જૂનું પરેવું પરિકર છે પરિકર ઇંદ્રવાળું તથા એ કાઉસ ગ્ગિયા સહિત છે. ભમતીમાં બે કાઉસગ્ગિયા છે આમાં આરસની ૧૪ અને ધાતુની ૪૬ પ્રતિમાઓ છે. એક એકતીર્થી અને એક આરસની ફણા છે, તે પ્રાચીન જણાય છે.

સં૦ ૧૯૬૨ના શ્રાવણ સુદ ૧ ને સોમવારના રોજ મૂળનાયક તેમજ કદર્પાદેવીની પ્રતિષ્ઠા કરવામાં આવી, અને શિખર ઉપર ધ્વજાદંડ ચડાવવામાં આવ્યો આ૦ શ્રી વિજયવીરસૂરિના શિષ્ય પં૦ લાભવિજયજીએ પ્રતિષ્ઠા કરી હતી

મૂળ મદિર કોણે કરાવ્યુ અને ક્યારે તેની પ્રતિષ્ઠા થઈ એ સબંધી કોઈ ઉલ્લેખ જાણવા મળ્યો નથી

ખડકીમાં આગળ ધરણેંદ્રસૂરિના પગલાંવાળી દેરી છે

## ૫. શ્રી કુંથુનાથ ભ૦નું દેરાસર

કડવામતીની શેરીમાં આદીશ્વર ભ૦ના દેરાસરની લગોલગ આ મદિર આવેલું છે રાધનપુરવાસી વોરા ડામરશી સજાણે પોતાના દ્રવ્યમાંથી આ નવુ મદિર બંધાવી સં૦ ૧૯૪૨ ના ફાગણ સુદિ ૩ ના રોજ પ્રતિષ્ઠા કરાવી છે ને મદિર કડવાગચ્છને સોંપ્યુ છે મદિર પૂર્વમુખનું અને શિખરબધી છે મદિરમા ભમતી નથી પાયામાંથી પાણી કાઢયુ નથી, કેમકે તેના અગાઉના પાયા જૂના અને મજબૂત ચૂનાબધી હતા આમાં આરસની ૧૯ અને ધાતુની ૧ પચતીર્થી અને ચોવીશીની ૧ પ્રતિમા છે.

## ૬. શ્રી આદીશ્વર ભ૦નું દેરાસર

કડવામતીની શેરીમાં આ શિખરબધી મદિર આવેલું છે પ્રથમ આ મદિર લાકડાનું બાંધેલું હતુ સં૦ ૨૦૧૦ મા કડવાગચ્છ તરફથી આ મદિરનો જીર્ણોદ્ધાર થયો છે આખુયે મદિર આરસપાષાણથી બાંધેલુ છે મદિરમાં ત્રણ ગભારા છે ભમતી નથી

ગભારામાં મૂળનાયક શ્રી આદીશ્વર ભ૦ની પ્રતિમા વિરાજમાન છે પ્રતિમા પરિકરયુક્ત છે. મૂળનાયકજીને ઉત્થાપન કર્યા વિના જ જીર્ણોદ્ધાર કર્યો છે

મંદિરમાં મૂળનાયક સહિત આરસની ૨૫ પ્રતિમાઓ છે. ધાતુની પ્રતિમાઓ ૧૯ છે એક એકલમૂર્તિ છે.

## ૭. શ્રી સંભવનાથ ભ૦નુ દેરાસર

આ મંદિર ધોબિયા શેરીમાં આવેલુ છે ઘોઘારી કેશરીચંદ મગનલાલનાં ધર્મપત્નીએ ધામધૂમથી નવુ દેરાસર બંધાવ્યુ છે. મૂળ-નાયકની પ્રતિમા પાંજરાપોળની શેરીના શ્રી આદીશ્વરના મંદિરમાંથી લાવીને સ્થાપન કરેલી છે સં૦ ૧૯૫૫ ના મહા સુદિ ૧૩ ના રોજ પ્રતિષ્ઠા કરાવી છે મંદિરમાં ભમતી છે તેમાં ૨૨ દેરીઓમાં ૨૨ પ્રતિ-માઓ છે સભામંડપમા ૪ અને ગોખલામાં ૧૧ પ્રતિમાજી છે દેરાસરનું મુખ પૂર્વ દિશામાં છે મહા સુદિ ૧૩ ના દિવસે ધ્વજા ચડાવવામાં આવે છે મંદિરના મૂળ ગભારામાં આરસની ૭ અને ધાતુની ૯ પ્રતિમાઓ છે મૂ૦ ના૦ ઉપર સં૦ ૧૬૮૨ નો લેખ છે

## ૮. શ્રી શાંતિનાથ ભ૦નું નાનું દેરાસર

આ ઘૂમટબંધી મંદિર ખજુરીની શેરીમાં આવેલું છે સામે જાળી છે તેમાં પ્રતિમાજી છે તે ઘર દેરાસર (ભાણા ખુશાલનુ) હતું, તે જગાએ સં૦ ૧૯૩૧ ના વૈશાખ સુદ ૧૦ ને ગુરુવારના રોજ વિજય-ગચ્છના શા હીરાચંદ કલ્યાણજીએ સ્વોપાર્જિત દ્રવ્યથી નવુ મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી છે તે જ દિવસે કુંભસ્થાપના કરી હતી અને પ્રતિ વર્ષ મહા સુદ ૨ ના દિવસે વર્ષગાંઠ ઉજવવામાં આવે છે. દેરાસરનું મુખ પશ્ચિમ દિશામા છે મેડા ઉપર શિખરમા પણ પ્રતિમા છે આ મંદિરમાં આરસની ૨૨ અને ધાતુની ૧૦ પ્રતિમાઓ છે તેના મંદિરનો વહીવટ વિજયગચ્છવાળા કરે છે.

## ૯. શ્રી કલ્યાણ પાર્શ્વનાથ ભગનું દેરાસર

આ મંદિર દેસાઈવાસમાં આવેલું છે મંદિર એક ગભારાનું ઘૂમટબંધી છે. મંદિરનું ખાતમુહૂર્ત રાધનપુરનિવાસી શેઠ હકમચંદ કસળચંદ દોશીએ સં૦ ૧૯૧૪ના માગશર સુદ ૩ ને ગુરુવારે કર્યું હતું મંદિર ઉત્તરમુખ બંધાવવામાં આવ્યું છે. પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્યમાંથી આ મંદિર બંધાવીને તેની પ્રતિષ્ઠા તેમના સુપુત્રો શેઠ સુરજમલ તેમજ ગુલાબચંદભાઈએ મળીને સં૦ ૧૯૧૬ના વૈશાખ સુદ ૪ ના દિવસે કરાવી. મૂ૦ના૦ની પ્રતિમાની અંજનશલાકા શેઠ હકમચંદ કસળચંદે સં૦ ૧૯૦૩માં કરાવી હતી.

સં૦ ૧૯૫૯ ના વૈશાખ સુદ ૪ ને સોમવારના રોજ કલ્યાણ પાર્શ્વનાથના દેરાસર ઉપર નવીન ધ્વજાદંડ ચડાવવામાં આવ્યો અને સં૦ ૧૯૬૧ના જેઠ સુદ ૧૩ ને ગુરુવારના રોજ ભમતીમાં નવી દેરીઓ કરાવીને પ્રભુજીની પ્રતિષ્ઠા કરાવવામાં આવી છે.

મૂળનાયકજી સાથે ગભારામાં આરસની ૭ અને ધાતુની ૫ મૂર્તિઓ છે. ભમતીના ૨૩ ગોખલાઓમાં આરસની ૨૩ મૂર્તિઓ છે. ભમતીમાં પેસતાં સામેના એક મોટા જુદા ગોખલામાં શ્રી સીમંધરસ્વામીની મૂર્તિ છે, તેની પ્રતિષ્ઠા સં. ૧૯૯૦માં થઈ છે.

આ મંદિરની વર્ષગાંઠ પ્રતિ વર્ષ વૈશાખ સુદ ૪ ના રોજ ઉજવવામાં આવે છે.

મંદિરમાં પ્રભુજીની સામેની દિવાલમાં શેઠ કમળશીભાઈનાં માતુશ્રી મેનાબાઈનો ફોટો છે.

આ મંદિરમાં શેઠ ગુલાબચંદભાઈના સુપુત્ર શેઠ કમળશીભાઈએ ભ૦ પાર્શ્વનાથના દશ ભવ નંદીશ્વરદ્વીપ તેમજ પંચકલ્યાણકની ચિત્રમય રચના કરાવી હતી તે આજે પણ મૌજુદ છે. વળી, સં૦ ૧૯૬૦–૬૧માં શેઠ કમળશીભાઈએ ઇલાચીકુમારની આબેહૂબ રચના કરાવેલી હતી તે જોવાને લોકો દૂર દૂરથી આવતા હતા.

આખુ દેરાસર ચિત્રમય અને રળિયામણુ છે સ૦ ૧૯૬૨માં દેરાસરનું રગકામ, તેમજ બહારનો દેખાવ અંદરનુ સમસ્ત મીનાકારી તેમજ કાચનું કામ કરવવામા આવેલુ છે આ બધો ખર્ચ શેઠ હુકમ ચંદના સુપુત્રોએ જ કરેલો છે, કોઇ નો પૈસો લીધો નથી

મેડા ઉપર પ્રતિમાજી છે મંદિરમા મૂળનાયકજી સાથે આરસની ૯ અને ધાતુની ૫ પ્રતિમાઓ છે

આ મંદિરની એક પ્રતિમા સુરેન્દ્રનગરમાં શેઠ પાનાચંદ ઠાકરશી જૈન બોર્ડિંગના મંદિર માટે આપવામા આવેલી છે

મૂ૦ના૦ ની ગાદીનો જે લેખ છે તે નંબર ૪૬૭મા આપેલો છે

મૂ૦ના૦ ના સિંહાસન ઉપરનો લેખ નં ૪૭૦ નો છે

પુનરુદ્ધારનો લેખ આ મુજબ છે—

वि० स० १९५९ वर्षे वैशाख शुदी ४ वार सोम श्रीमद्कल्याण-पार्श्वनाथप्रासादे नवीन ध्वज तेमज द्वारशाखा तथा स १९६१ ज्येष्ठ शुदी तेरस वार गुरु भमती मध्ये फरीथी नवीन देरीओ करावी तेम विम्ब-स्थापना तथा पार्श्वनाथ प्रभुना दश भव नंदीश्वरद्वीप तेम पंच-कल्याणकनी चित्रमय रचना वि० दोशी गुलाबचद भार्या मेनाबाई तत्सुत कमळशीना कारापीत ॥

## ૧૦ શ્રી શાંતિનાથ ભ૦નુ દેરાસર

આ મંદિર શાંતિનાથની ખડકીમાં આવેલુ છે આ દેરાસર પથ્થરનુ વિશાળ, ધાબાબંધી અને ત્રણ ગભારાવાળુ બાંધેલુ છે

કંપાઉંડમાં પેસતાં જ એક ખૂણામાં પથ્થર ઊભો કરવામાં આવેલો છે તેમાં ઉપર ચંદ્ર-સૂર્ય કોરેલા છે, અને સ૦ ૧૮૭૩ નો લેખ નીચે મુજબ છે—

"શેરખાનજી નવાબ સાહેબશ્રી કસબે રાધનપુર સમી મુંજપુરની રઈઅત સમસ્ત અસવાર સુલેહ

સલામ મરવે  માગ્યો નહી બેતલમલ મેવા
નહી ———સુવગ છે, ચાદા-સુરજની સાખે લખ્યુ
છે, બાબીવશમા બેસમાલ હરામ છે, સ. ૧૮૭૩
વૈ૦ સુ૦ ૩ ”

કપાઉન્ડમાં એમ બાજુ ફૂલવાડી છે એક તરફ ગોખનામાં પન્યાસ રૂપવિજયજીના શિષ્યમુનિ શ્રીઉદ્દ્યોતવિજયજીનાં પગના સ૦ ૧૯૦૭માં પ્રતિષ્ઠિત કરેલાં છે તેને ઘણા માણસો માનતા હતા

નવ પગથિયાં ચઢીને દેરાસરના ચોકમા જવાય છે ચોકમાં પ્રવેશતાં જ વિજયવીરસૂરિજીની એક મૂર્તિ એક ગોખમાં છે

મૂળ ગભારામા મૂળનાયક શ્રીશાન્તિનાથ ભ૦ની પ્રતિમા બિરાજમાન છે મંદિરમાં નાની-મોટી મળીને ૩૨ મૂર્તિઓ તથા ગૌતમસ્વામીની એમ આરસમૂર્તિ છે ધાતુની નાની-મોટી ૨૬ પ્રતિમાઓ છે, ગભારામાં પગલાં જોડી ૨ છે, એક શ્રીઆનંદ વિમલનો છે, અને બીજા પગનાં કોનાં છે તે જાણી શકાયુ નથી,

ભમતીમાં ૩૭ ગોખલા છે તેની વિગત આ પ્રમાણે છે—

ગોખલા ન ૨ માં શાસનદેવીની મૂર્તિ છે

ગોખલા ન૦ ૧ માં આરસના નવપદજી છે

ગોખલા ન૦ ૧ માં શ્રી ગૌત્તમસ્વામી છે

ગોખલા ન૦ ૩ માં પહેલા ગોખમાં વીશ વિહરમાન છે, બીજા ગોખમા ચોવીશ ભગવાનનાં પગનાં છે, ત્રીજા ગોખમા પગનાં જોડી છે, તેમાં સ૦ ૧૮૪૮નો લેખ છે

બાકીના ૩૦ ગોખલાઓમાં ૩૦ જિનપ્રતિમાઓ છે

આ દેરાસર બંધાવવામાં અને તેની પ્રતિષ્ઠા કરવામાં મહાશિક્ષ સુગ શેઠ અથવા તેમના કુટુંબીઓએ અગ્રગણ્ય ભાગ લીધો હતો કેટલીક મૂર્તિઓ તેમજ પગલજોડી તેમના કુટુંબીઓએ ...

કરાવવામાં આવ્યાં છે દેરાસરની પ્રતિષ્ઠા સ૦ ૧૮૩૮ ના ફાગણ સુદિ બીજના દિવસે કરવામાં આવી હતી એ મંદિરમાં નીચે ભોંયરાં સામેની દિવાલ ઉપર મોટો શિલાલેખ લગાડેલો છે 'પ્રાચીન જૈન લેખ સંગ્રહ' ભા૦ ૨ મા ન૦ ૪૬૦ મા આ પ્રકારે આપેલો છે—

( शिलालेखः । )

॥ ॐ नमोऽर्हते ॥

स्वस्ति श्रिया दानविधौ सुदक्ष
सत्साधुसिद्धै परिनद्धकक्षम् ।
सुप्ता हठात् कुण्डलिनीं विबोध्य
ध्यात मुदेऽस्माकमिव सदाऽस्तु ॥ १ ॥

श्रीशालिनीप्रवरधर्मविराजमानेऽ–
मानेऽत्र राधनपुरे जिनशांतिनाथ ।
श्रीशातकीर्तिसुमतिप्रतिमाप्रसाद
कुर्यादसिन्नभिवस्य जनस्य नियम् ॥ २ ॥

जयति सदागमसिंधुगर्ज्जन्नुच्चैर्नयालिकल्लोलै ।
परिपूर्णक्रियारत्नैस्तपागणो भूतले ख्यात ॥ ३ ॥

तत्रोद्भूतसमस्तवस्तुनिकरव्यापारसत्ता मुदा
द्वैताद्वैतविनोदगोचरगता य प्रोचिवान् वादिनाम् ।
वादे श्रीमदकब्बरोत्तममहीपालस्य सत्ससदि
स श्रीमानभिजातहीरविजयसूरीशसैन्याग्रणी ॥४॥

तस्य पट्टाम्बरे दीप्तिं तन्वन्त सूर्यसन्निभा ।
श्रीमद्विजयसेनाख्या सूरयो ज्ञप्तिशालिन ॥ ५ ॥

यैर्विहितः खलु वादः संसदि भूपस्य सम्यदीप्रायाम् ।
दर्शितनिजप्रतापा दर्शनषडङ्क्षेऽस्खलद्गतयः ॥ ६ ॥

तत्पट्टशक्रहरिदद्रिविकाशभानुः
सूरीश्वरः सकललक्षणलक्षितांगः ।
श्रीराजसागरगुरुर्वरसूरिवंशः
सर्वागमार्थकलनाविधिशुद्धबुद्धिः ॥ ७ ॥

श्रीमत्सागरगच्छनायकतयैश्वर्यं यदीयं स्फुर-
त्युच्चैः सत्त्वसमाधिशीलतपसां येषां प्रभावाः क्षितौ ।
गर्जंति प्रतिपक्षदर्पदलने सामर्थ्यभाजः स्फुटं
वंद्यास्ते वरसूरिमन्त्रमुदिताः सद्रत्नदीपोपमाः ॥ ८ ॥

तेषां च पट्टगगने रविबिंबतुल्याः
षट्तर्कतर्कदरिशीलनमुक्ततन्द्राः ।
श्रीवृद्धिसागर इति प्रथिताः प्रभावैः
सूरीश्वराः समभवन् बहुशिष्यवर्गाः ॥ ९ ॥

तत्पट्टधारकतया जगति प्रसिद्धाः
सिद्धा इद(व) प्रसरदुत्तममंत्रवाताः ।
सत्तर्ककौशलविहस्तितवादिवृंदाः
क्षान्त्यादिसद्गुणसमुल्लसितोरुदेहाः ॥१०॥

लक्ष्मीसागरसूरयः समभवँस्तत्त्वप्रदीपोद्गत-
ध्यानज्योतिर्मग्नमानसतया नित्यं स्वभावस्पृशः ।

ये व्योमादिसमस्तवस्तुनिवहे प्रोद्दाद(म)मुद्रानुगं
सद्वाक्यं कथयंति ते वरतराः सूरीशमन्त्रोद्धुराः ॥११॥

जातस्तदीयवरपट्टधरो मुनीन्द्र-
स्तिग्मांशुतिग्मरुचिरं वडितवामसौधः ।
कल्याणसागरगुरुर्वरसूरिवर्यो
विद्योतितप्रबलसूरिपदप्रभावः ॥ १२ ॥

सूरीश्वरः समभिजात इह प्रसिद्ध-
स्तत्पट्टपूर्वगिरिभानुसमः पृथिव्याम् ।
श्रीपुण्यसागरगुरुर्बहुसिद्धमन्त्रः
शास्त्रार्थसार्थविदनुत्तरतत्त्वबोधः ॥ १३ ॥

तेषां गुरूणामुपदेशमाप्य
प्रासादनिर्माणविधिः क्त(क्र)तोऽयम् ।
यदीयशोभां बहुधा निरीक्ष्य
स्वर्वासिनो विस्मयमाप्नुवन्ति ॥ १४ ॥

श्रीमाघमासस्य शितौ सुपक्षे
भृगौ तृतीयादिवसे प्रतिष्ठाम् ।
संग्रामवानद्भुततत्त्वविद्भिः (?)
संभावितोत्तुंगयशःप्रकाशः ॥ १५ ॥

इतश्च—
श्रीमालवंशीयविशालगोत्रः
श्रद्धालुतां श्रीजिनधर्मव(त)त्वे ।

सूराभिधानः किल संदधानो
निजं कुलं दीपयति स्म दीप्रः ॥ १६ ॥
तदीयवंशप्रथनाय जातः
क्षेमाभिधानः खलु पुत्ररत्नम् ।
यदीयधर्म(र्मा)र्थसमर्थतायाः
श्लाघां तनोति स्म गुरुः सुराणाम् ॥ १७ ॥
तद्वंशमालमुकुटोपमपुत्रभावं
प्राप्तः परं सुकृतसंततिसंग्रहाद्यः ।
यो राजसागरगुरोर्मुखतः प्रपेदे
धर्मप्रबोधमतुलं जयताभिधानः ॥ १८ ॥
तस्यान्वयेऽजनि सुतोऽभयचंद्रनामा
पुत्रैश्चतुर्भिरभितः परिशोभमानः ।
जूठा-कपूर-जसराज-सुमेघजीति
सन्नामभिः प्रथितकीर्तिभिरद्भुतश्रीः ॥ १९ ॥
सम्येन झूठासुतजीवनेन
सन्न्यायमार्गाप्तपवित्रलक्ष्म्या ।
युग्माधिकाविंशतियुग्मसंख्याः
कारापिताः स्वाकृतयो जिनानाम् ॥ २० ॥
सत्संगतिप्रीतिधरो समृद्रो(द्धः)
कर्पूरनामा वणिजां वरेण्यः ।
पुत्रस्तदीयो सियवंतसंज्ञः
संवा(रा)जमानः सुकृतप्रभावैः ॥ २१ ॥

कारापितानि बिम्बानि द्विचत्वारिंशदुद्यमात् ।
सत्पुण्यशालिना नित्यं जयवंतेन धीमता ॥ २२ ॥

प्रसिद्धिभाक् सर्वजनेषु नित्यं
सन्मार्गगानां किल कल्पवृक्षः ।
वणिग्वरोऽभूज्जसराजनामा
पुत्रस्तदीयोऽजनि देवजीति ॥ २३ ॥

देवजीशिशुना पुण्यशालिना सत्कलावता ।
मूलजीकेन जैनानि बिंबानि निजद्रव्यत. ॥२४॥

द्वाविंशतिमितान्युच्चैस्तानि कारापितान्यथ ।
पादुकाः श्रीजिनेंद्राणां तथा च गुरुपादुका ॥२५॥

कारापिताः संति तेन धर्मकर्मविधायिना ।
शाखसके(?) ततः साक्षात्(द्) गुरुदर्शनसत्कलाः ॥२६॥
मेघजीति विविधार्थकौशलं धारयन्नमितबुद्धिवैभवः ।
जन्मसागरतरंडसन्निभं जैनधर्मसमुपासनं व्यधात् ॥२७॥
संति पुत्रास्त्रयस्तस्य मोतीचंद्र इति स्फुटम् ।
प्रथमोऽथ द्वितीयो सत्दानसिंहो लसद्यशाः ॥ २८ ॥

तृतीयो धनराजाख्यस्तत्त्वज्ञानामृतार्णव[:] ।
यस्य बुद्धिस्तरीतुल्या नित्यं खेलति सद्गतिः ॥ २९ ॥

श्रीमोतीचंद्रसदानसिंह-श्रीधनराजकाः ।
इमे कारापयामासुर्बान्धवा धर्मशालिनः ॥ ३० ॥

बिम्बान्यथादग्गोधैः कान्तिकान्तानि सानिनां (?) ।
कामिताधिकदत्वेन च परक्षाधिकान्यपि ॥ ३१ ॥

कारापितैर्भिर्विविधप्रकारै-
विधाय संगस्य चतुर्विधस्य ।
अनुच्छया सन्यमुदारयुक्त्या
बिंबप्रतिष्ठा बहुमानपूर्वम् ॥ ३२ ॥

देशस्य सर्वस्य जनान् समग्रा-
नाकार्य सादरमर्मीभिरकारि भक्तिः ।
चतुर्विधाहारसुवस्त्रदाने-
रानंदितास्त करगाः कृतास्ते ॥ ३३ ॥

मुनिसत्ताः सर्वे शुचिबहुप्रतिष्ठार्यकर्यकैः
प्रतिष्ठाया ग्रंथे कृतपरिनयाः सूरिपतयः ।
मुनीनां सद्ज्ञानश्रवणरसिकानां प्रियतमाः
समाजे लेखानां भवनि खलु येषां गुणकथाः ॥३४॥
गुरुभिस्तैर्मुदा शास्त्रपारगैः सत्यसागरैः ।
सूरीणां सेव्यतां यातैः सूरिभिः पुण्यसागरैः ॥ ३५ ॥

वर्स्वंवर्काष्टयोगिसंमितवत्सरे श्री-
मत्फा[ल्गु]ने प्रवरमासि वलक्षपक्षे ।
शुक्रे सदा विजयदेवरेवतिभे
लग्ने वृषे वहति मंगलमालिकाढ्ये ॥ ३६ ॥

द्वितीयायां तिथौ जैनबिंबानां सुप्रतिष्ठिता ।
प्रतिष्ठा विहिता न्यास-ध्यान-मुद्रापुरस्सरम् ॥३७॥

श्रीमत: शांतिनाथस्य चैत्ये सर्वाण्यपि श्रिये ।
स्थापितानि जिनेशानां बिंबानि विधिपूर्वकम् ॥३८॥

आचन्द्रार्कमिमाश्चिरं चिरतरं जीयासुरुल्लासदा:
श्रीजिनेश्वरमूर्त्तयो मतिमतां मिथ्यात्वविध्वंसकाः ।
यत्रोद्‌द्योतितदिङ्मुखा: खलु इमा तिष्ठंति सोऽपि स्वयं
प्रासाद: स्थिरतां भजत्वभिमतां स्वर्णाद्रिवत् सर्वदा ॥३९॥

धात्रीतले धन्यतमं सुराणा–
मानन्दकृत् राधननामधेयम् ।
पुरं सदा यत्र जिनेशधर्मो
राज्यं बलालींढतनुश्चकार ॥ ४० ॥

पुण्यसागरसूरीणां शिष्यैरमृतसागरैः ।
कृता प्रशस्तिः शस्तेयं विलसत्सर्वमंगला ॥

॥ श्रियः सं० ॥ ४१ ॥

## શિલાલેખનો સાર

[ આ લેખ આ મંદિરના ભૂમિગૃહ ( ભોંયરા )માં ઊતરવાનાં પગથિયાં ઉપર એક મોટી શિલામાં કોતરેલો છે તેમાં એકંદર ૪૧ પદ્યો છે અને તે દરેકનો સાર આ પ્રમાણે— ]

પ્રથમનાં બે પદ્યોમાં શાંતિનાથ ભ૦ની સ્તવના કરવામાં આવી છે. (૧–૨) જગતમાં પ્રસિદ્ધ એવા તપગચ્છનો ઉલ્લેખ કરેલો છે, એ ગચ્છમાં

અકબર બાદશાહની સભામાં સત્કાર પ્રાપ્ત કરનાર આચાર્ય હીરવિજય-સૂરિ અને તેમની પાટે વિજયસેનસૂરિ થયા. (૩–૬) શ્રી વિજયસેનસૂરિની ગાદીએ રાજસાગરસૂરિ થયા કે જેઓ સાગરગચ્છના નાયક–ચલાવનાર હતા. (૭–૮) તેમની પાટે વૃદ્ધિસાગરસૂરિ થયા. (૯) અને તેમની પાટે લક્ષ્મીસાગરસૂરિ થયા. (૧૦–૧૧) લક્ષ્મીસાગરસૂરિની પાટે કલ્યાણસાગર-સૂરિ થયા. (૧૨) અને તેમની પાટે પુણ્યસાગરસૂરિ (૧૩) એ પુણ્ય-સાગરસૂરિના ઉપદેશથી આ સુંદર મંદિર તૈયાર કરવામાં આવ્યું છે અને માઘ માસના શુક્લ પક્ષની તૃતીયા અને શુક્રવારના દિવસે તેની પ્રતિષ્ઠા કરવામાં આવી. (૧૪–૧૫)

આ પછી આ મંદિર બનાવનાર, પ્રતિષ્ઠા કરાવનાર ગૃહસ્થના વંશનું વર્ણન છે, તે આ પ્રમાણે—

પૂર્વે શ્રીમાલવંશમાં, જૈનધર્મમાં પૂર્ણ શ્રદ્ધાવાન એવો સુરા નામે પ્રસિદ્ધ પુરુષ થયો. (૧૬) તેના વંશને વિસ્તારનાર એવો ક્ષેમા નામે તેનો પુત્ર હતો. (૧૭) તેના કુળમાં મુકુટ સમાન એવો જયતા નામે પુત્ર થયો, જેણે રાજસાગરસૂરિ પાસેથી ધર્મબોધ ગ્રહણ કર્યો હતો. (૧૮) તેનો પુત્ર અભયચંદ્ર થયો અને તેને ૧ જૂઠા, ૨ કપૂર, ૩ જસરાજ અને ૪ મેઘજી એમ ચાર પુત્રરત્નો થયા. (૧૯) તેમાં જૂઠાના પુત્ર જીવને પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્ય વડે ૪૨ જિનપ્રતિમાઓ કરાવી હતી. (૨૦) બીજા ભાઈ કપૂરનો સિંઘવંત નામે પુત્ર હતો અને તેણે પણ ૪૨ પ્રતિમાઓ બનાવરાવી હતી. (૨૧–૨૨) ત્રીજા ભાઈ જસરાજને દેવજી નામે પુત્ર હતો અને તેનો પુત્ર મૂળજી હતો. એ મૂળજીએ પણ દેવ અને ગુરુની ૨૨ ચરણપાદુકાઓ કરાવી હતી. તથા કેટલીક જિન-મૂર્તિઓ પણ ભરાવી હતી. (૨૩–૨૬) ચોથો ભાઈ જે મેઘજી હતો તેને મોતીચંદ, દાનસિંહ અને ધર્મરાજ એમ ત્રણ પુત્રો હતા, એ ત્રણે ભાઈઓએ મળીને ૧૮ જિનપ્રતિમાઓ કરાવી હતી. (૨૭–૩૧) તેમણે પછી ઘણા આડંબરપૂર્વક પ્રતિષ્ઠા–મહોત્સવ કર્યો અને તેમાં સઘળા દેશોના માણસોને આદરપૂર્વક આમંત્રણ આપીને બોલાવ્યા હતા. તેમને

ભોજન, પાન, વસ્ત્ર વગેરે આપી ખૂબ સત્કાર્યા હતા અનેક શાસ્ત્રોના જ્ઞાતા અને પ્રતિષ્ઠાકાર્યમાં કુશળ એવા કેટલાયે શ્રીપૂજ્યોને પણ બોલાવ્યા હતા. (૨૮–૩૪) એ બધા પૂજ્યો સાથે આચાર્ય પુણ્યસાગરસૂરિએ સં૦ ૧૮૩૮ ના ફાલ્ગુણ શુક્લ દ્વિતીયાના દિવસે જ્યારે નક્ષત્ર રેવતી અને ચન્દ્રમા વૃષ લગ્નમાં સ્થિત હતો તે વખતે, આ બધી મૂર્તિઓની ન્યાસ, ધ્યાન અને મુદ્રાપૂર્વકની શુભ પ્રતિષ્ઠા કરી (૩૫–૩૭) આ બધી મૂર્તિઓ શ્રી શાંતિનાથના મંદિરમા સ્થાપન કરવામાં આવી છે (૩૮) છેવટનાં બે પદ્યોમાં આશીર્વાદ આપવામાં આવ્યો છે (૩૯–૪૦) અને આ પ્રશસ્તિની રચના પુણ્યસાગરસૂરિના શિષ્ય અમૃતસાગરે કરી હતી (૪૧)

ભોંયરામાં મૂળનાયક શ્રી ધર્મનાથ ભ૦ છે તેમની આજુબાજુએ શ્રી પાર્શ્વનાથના અધિષ્ઠાયક ઇંદ્રદેવની મૂર્તિ છે.

શ્રી. શાંતિનાથ ભ૦ ના ધૂમટબંધી આ મંદિરમાં આરસની ૩૮ અને ધાતુની ૨૯ પ્રતિમાઓ છે વળી, ધાતુની ૬૪ પાંખડીઓ છે તેમાં ૨૨ પ્રતિમાઓ છે તે સિવાય આરસના નવપદજીના બે પટો છે એક આરસની ગૌતમસ્વામીની મૂર્તિ છે અને એક ઇંદ્રની મૂર્તિ છે

મંદિરની ધ્વજા ફાગણ સુદિ ૨ ના રોજ અને ભાદરવા સુદિ ૩ ના દિવસે ચડાવવામાં આવે છે મંદિરના ભોંયરામાં પણ પ્રતિમાઓ છે.

સ્વ૦ પ૦ શ્રી. હરગોવિંદદાસના પત્ની સુભદ્રાબાઈએ સં૦ ૨૦૦૮ માં આ દેરાસરમાં ૩ પ્રતિમાઓ સ્થાપન કરાવી છે તેની વિગત નીચે પ્રમાણે છે—

૧. શેઠ ત્રિકમચંદ મકનજીના શ્રેયાર્થે. ૨. શ્રાવિકા અધાનદેવી, શેઠ ત્રિકમચંદની પત્નીના શ્રેયાર્થે. ૩ પ૦ શેઠ હરગોવિંદદાસ ત્રિ૦ શેઠના શ્રેયાર્થે. ૪. શેઠ વૃદ્ધિલાલ ત્રિકમચંદ (હાલ–મુનિ વિશાળવિજય) ના નામથી પ્રતિષ્ઠિત કરવામાં આવી.

આ શેરીમાં આ લેખકનું (મુનિ વિશાળવિજયનું) જન્મ સ્થાન આવેલું છે.

## ૧૧. શ્રી આદીશ્વર ભ૦નું મોટું દેરાસર

આ મંદિર પાંજરાપોળમાં આદીશ્વરની ખડકીમાં આવેલું છે. અસલ આ મંદિર લાકડાનું હતું સં. ૧૬૭૭ પહેલાં બાંધેલું હતું તેમાં નમનેદાર નકશી કરેલી હતી શ્રી સંઘના સ્વાધ્યાય માટે 'શ્રેષ્ઠી કૃતપુણ્ય-દત્તનો રાસ' દેરાસરમાં લખાયેલો હતો પણ તે મંદિર જીર્ણ થઈ જવાથી નવેસર વિશાળ પાયે તે બાંધવામાં આવ્યું છે

રાધનપુરનાં બધાં મંદિરોમાં મોટામાં મોટું અને સમગ્ર આરસ-પાષાણનું આ જ મંદિર છે તેમાં ત્રણ ગભારા છે ભમતી પણ છે. મૂ૦ ના૦ આદીશ્વર ભ૦ની મૂર્તિ હારીજના દેરાસરમાંથી લાવીને પધરાવવામાં આવી છે મૂળનાયકજીને ઉત્થાપન કર્યા સિવાય ગચ્છ તરફથી આ મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો છે તેમાં વચલા મૂળ ગભારામાં મૂળનાયક શ્રી આદીશ્વર ભ૦ છે જમણી તરફના બીજા ગભારામાં શ્રી પલ્લવિયા પાર્શ્વનાથ ભ૦ છે અને ડાબી તરફના ત્રીજા ગભારામાં શ્રી આદીશ્વર ભ૦ની પ્રતિમા પંચતીર્થી સહિત છે. નવપલ્લવિયા પાર્શ્વનાથ ભ૦ની પ્રતિષ્ઠા સં૦ ૧૬૭૦ માં શ્રીવિજયસેનસૂરિજીએ કરી હતી

ગભારા ઉપર શિખરમાં શા ભીખાલાલ ખાદરચંદ નરસીંગભાઈએ પ્રતિમાજી પધરાવેલા છે. દેરાસરના પાછળના ચોકમાં ઓટલી ઉપર દાદાનાં પગલાં જોડી છે. આ ઓરડી ઘૂમ્મટવાળી છે દાદાનાં પગલાં શેઠ વાડીલાલ પૂનમચંદે પધરાવ્યાં છે. અહીં પોષ સુદિ ૫ના દિવસે ધ્વજા ચડાવવામાં આવે છે

સભામંડપના ત્રણ ગોખલાઓમાં ૩ મૂર્તિઓ છે એક બાજુએ હાથી પર મરુદેવા માતા બિરાજમાન છે અહીં ગિરનાર તથા સિદ્ધાચલના આરસના બે પટો છે.

ભમતીમાં પેસતાં સામેના ગોખલામાં ૨૩ પ્રતિમાઓ શ્રીઅજિત-નાથથી શ્રીમહાવીરસ્વામી સુધીની છે તે ક્રમસર પધરાવેલી છે.

ઉપર શિખરભાગમાં આરસની ૩ અને ધાતુની ૨૧ નાની-મોટી પ્રતિમાઓ છે.

શ્રાવણસુદિ ૧૦ના દિવસે ધ્વજા ચડાવવામાં આવે છે. આ મંદિર શિખરબંધી છે. તેમાં આરસની ૪૪ અને ધાતુની ૧૮ પ્રતિમાઓ છે.

પં. હરગોવિંદદાસ ત્રિકમચંદ શેઠનો જન્મ આ ખડકીમાં થયો હતો.

## ૧૨. શ્રી મનમોહન પાર્શ્વનાથ ભ૦નું દેરાસર

વોરાવાસમાં શ્રી મનમોહન પાર્શ્વનાથ ભ૦નું ઘૂમટબંધી મંદિર છે. પહેલાં આ મંદિર લાકડનું હતું સંઘવીએ બંધાવેલું હતું. તેનો જીર્ણોદ્ધાર શ્રી સાગગચ્છની પેઢીએ કરાવ્યો છે. દેરાસર પથ્થરનું બંધાવ્યું છે. મૂળનાયકની પ્રતિમા ધાતુની છે. મંદિરમાં આરસની ૬ અને ધાતુની ૧૭ પ્રતિમાઓ છે.

## ૧૩. શ્રી વાસુપૂજ્ય ભ૦નું દેરાસર

આ મંદિર કડિયાવાસમાં આવેલું છે. સં૦ ૧૯૨૨ના વૈશાખ સુદ ૯ને સોમવારે કોરડિયા લાધા મોતીચંદે મંદિરનું ખાતમુહૂર્ત કરી પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્યમાંથી મંદિર બંધાવ્યુ. દેરાસર એક ગભારાનું શિખરબંધી છે તેનું મુખ પૂર્વ દિશામાં છે. સભામંડપના ત્રણ ગોખલામાં ત્રણ પ્રતિમાઓ છે. મેડો છે પણ ખાલી છે. પ્રતિ વર્ષ શ્રાવણ સુદિ ૬ના રોજ ધ્વજા ચડાવવામાં આવે છે. મંદિરમાં આરસની ૧૨ અને ધાતુની ૧૦ મૂર્તિઓ છે.

## ૧૪. શ્રી મહાવીરસ્વામી ભ૦નું દેરાસર

તંબોળી શેરીમાં ભ૦ મહાવીરસ્વામીનું બે માળનું ઘૂમટબંધી ચૌમુખજીનું મંદિર છે. ઈંટ, ચૂનાથી બંધાવેલું છે, થાંભલા પથ્થરના છે. ચૌમુખજી આરસના છે. તેમાં ધાતુની ૧૧ પ્રતિમાઓ છે. વૈશાખ સુદિ ૬ના દિવસે ધ્વજા ચડાવવામાં આવે છે.

## ૧૫ શ્રી સીમંધરસ્વામી ભ૦નું દેરાસર

તંબોળી શેરીમાં ઉપર્યુક્ત ચૌમુખજીના દેરાસરની જ ભમતીમાં શ્રી સીમંધરસ્વામીનુ ઘૂમટબંધી દેરાસર છે. મૂળનાયક શ્રી સીમંધરસ્વામી ભ૦ છે તેમા આરસની ૭ અને ધાતુની ૧૩ પ્રતિમાઓ છે આરસના ૨ કાઉસગ્ગિયા છે પણ લેખ નથી શ્રી ગૌતમસ્વામીની એક મૂર્તિ ધાતુની છે

રંગમંડપના બે ગોખનાઓ પૈકી એકમા ૨ અને બીજામાં ૩ મૂર્તિઓ આરસની છે

મેડા ઉપર આરસની ૯ અને ધાતુની ૧ પ્રતિમા છે તેમજ ધાતુની ગૌતમસ્વામીની ૧ મૂર્તિ છે

## ૧૬. શ્રી વિમલનાથ ભ૦નુ દેરાસર

આ મંદિર ભણશાળી શેરીમાં આવેલું છે મંદિર ઘૂમટબંધી એક ગભારાનુ છે મૂળનાયક વિમલનાથ ભ૦ છે આમા આરસની ૧૨ અને ધાતુની ૧૭ પ્રતિમાઓ છે ભમતીના ૨૨ ગોખનામા ૨૧ પ્રતિમાઓ છે સં૦ ૧૯૧૭ના પોષ વદિ ૨ ને સોમવારના દિવસે કોરડિયા પૂજમન મોતીચંદ તરફથી આ મંદિર બંધાવવામાં આવ્યુ છે મંદિર પૂર્વમુખનુ છે મંદિરનો વહીવટ કરનારી સાગરગચ્છની પેઢી તરફથી પ્રતિ વર્ષ શ્રાવણ સુદિ ૯ ના દિવસે ધ્વજા ચડાવવામાં આવે છે

## ૧૭ શ્રી શાંતિનાથ ભ૦નુ મોટું દેરાસર

ભાની પોળમા શ્રી શાંતિનાથ ભ૦નું ધાબાબંધી મંદિર છે મંદિર લાકડાનું અને ત્રણ માળનું છે ભોયરામાં ત્રણ ગભારા છે મૂળનાયક શ્રી શાંતિનાથ ભ૦ છે તેમની ગાદી શાસ્ત્રીય પદ્ધતિ મુજબની છે

ભમતીના ૨૪ ગોખલાઓમાં આરસની ૨૨ જિનપ્રતિમાઓ છે ભમતીમાં ધાતુની ૨ અનગ પડેલી કાઉસગ્ગિયા પ્રતિમાઓ છે

સભામંડપના બે ગોખલાઓમાં ૩ જિનપ્રતિમાઓ છે, તેમજ એક ગોખલામાં પગલાં જોડી છે તેના ઉપર લેખ છે

મૂળનાયક શાંતિનાથ ભ૦ સાથે આરસની ૧૭ પ્રતિમાઓ છે. ધાતુની ૫૩ મૂર્તિઓ છે

આરસની બે કાઉસગ્ગિયા પ્રતિમાઓ આશરે ૩ ફૂટ ઊંચી છે. તેમના પગ નીચે ઇંદ્ર-ઇંદ્રાણી તથા શ્રાવક-શ્રાવિકાયુગલ હાથ જોડીને ઊભેલું છે સંભવ છે કે આ યુગલે જ બંને કાઉસગ્ગિયા પ્રતિમાઓ ભરાવી હશે

કેસર ઘસવાની ઓરડીમાં એક આચાર્ય પ્રતિમા છે તેની સં૦ ૧૫૭૦ માં હેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી છે

બીજા એક ગોખલામાં શાસનદેવી છે. અસલ આનો વહીવટ મહાત્મા કરતા હતા એટલે મહાત્માની પોષાળમાંથી દેરાસરમાં જવાનો રસ્તો હતો અત્યારે એનું દ્વાર રસ્તા ઉપર છે.

આ દેરાસરનો વહીવટ વિજયગચ્છના તાબામાં છે

ભાની પોળમાં આવેલાં ત્રણે મંદિરો સં૦ ૧૮૨૦ માં વિદ્યમાન હતાં

આ મંદિર માટે એમ કહેવાય છે કે, તે ગોયનાદના શ્રવણ ગોરે બંધાવીને વિ૦ સં૦ ૧૫૭૦ માં તેની પ્રતિષ્ઠા કરાવી હતી.



૪ શ્રી ગોડી પાર્શ્વનાથ ભગવાનનુ મંદિર



૫ તંબોળી શેરીમા આવેલુ શ્રી. ચૌમુખજીનુ મંદિર

'પટ્ટાવલી સમુચ્ચય' ભા૦ ૧, પૃ૦ ૨૧૦ માંના ઉલ્લેખથી જણાય છે કે, એ સમયમાં આનંદવિમલસૂરિ રાધનપુર આવ્યા અને કો'ક મંદિરની તેમણે પ્રતિષ્ઠા કરી

સંભવત એ પ્રતિષ્ઠા આ મંદિરની જ તેમણે કરાવી હોય એવું અનુમાન થાય છે. મૂળનાયક વગેરે પ્રતિમાઓની અંજનશલાકા પણ તેમણે જ કરાવી હશે.

રાધનપુરનાં પચીશ જૈન મંદિરોમાં આ મંદિર સૌથી પુરાતન હોવું જોઈએ. કારણ કે, સઘની ધાર્મિક સંસ્થાઓનો વહીવટ કરતી જૈન પેઢી અસલ આ સ્થળે જ હતી. રથયાત્રાનો વરઘોડો પણ આ મંદિર આગળથી નીકળતો હતો સંઘનો નવકારશી વગેરેનો આદેશ પણ અહીંથી જ અપાતો હતો. સંઘને એકત્ર થવા માટેની જાજમ પણ આ મંદિરની છત્રછાયામાં જ પથરાતી હતી

## ૧૮. શ્રી શીતલનાથ ભગવંતનું દેરાસર

આ મંદિર ભાની પોળમાં આવેલું છે. મંદિર એક ગભારાનું અને ઘૂમટબંધી પથ્થરનું બાંધેલું છે. અગાઉ આ મંદિર પાયચંદગચ્છના હસ્તક હતું. પણ હાલમાં શ્રી વિજયગચ્છની દેખરેખ હેઠળ છે

---

અવાણ શે.ના દીકરા કરમશીભાઈએ સં૦ ૧૫૯૨માં સાતપુરમાં શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી હતી

આજે પણ કલ્યાણ પાર્શ્વનાથના દેરાસર પાસે ગોચનાદનો ચોરો છે, જે એ વસ્તીની યાદ આપે છે. રાધનપુરમાં નવકારશી વગેરેના જમણ માટે કાંસાની ત્રણ હજાર થાળીઓ છે તે ગોચનાદના સંઘ તરફથી જ અર્પણ કરવામાં આવેલી

આ ગોચનાદ રાધનપુરથી દક્ષિણે પાંચ માઈલ દૂર બનાસ નદીના દક્ષિણ કિનારા ઉપર વસેલું છે

શ્રી પ્રમોદમાણિક્યરચિત 'ચૈત્યપરિપાટી' (અપ્રસિદ્ધ)માં જણાવ્યું છે કે, ગોચનાદમાં વિશાળ બે જિનમંદિર હતાં

'ગોરુનાદ ગામઈ વલિય, દૂય જિણહર સુવિશાળ'

આજે અહીં કોઈ જૈન મંદિર નથી

ગભારાની બાજુમાં એક જાળી છે, તેમાં એક પગલાં જોડી ઉપર નીચેનો લેખ છે.

"सं० १८*९ वैशाक सुदी १३ दने पादुका दीपचद कारापीतु ॥"

ગભારામાં મૂળનાયકજી સાથે આરસની ૧૯ અને ધાતુની ૧૮ પ્રતિમાઓ છે અને શ્રી પાર્શ્વચંદ્રસૂરિનાં પગલાં જોડી ૧ છે.

સભામંડપના બે ગોખલામાં ૬ મૂર્તિઓ છે. એક ગોખલામાં શાસનદેવીની મૂર્તિ છે.

### ૧૯. શ્રી ધર્મનાથ ભ૦નું દેરાસર

આ મંદિર ભાની પોળમાં આવેલું છે. શ્રી ધર્મનાથજી ભ૦નું ચૌમુખી મંદિર છે.

અગાઉ આ મંદિર લાકડાનું હતું, તેને સં૦ ૧૯૬૨માં પથ્થરનું કરાવ્યું છે. મૂળનાયકજીને ઉત્થાપન કર્યા વિના જ જીર્ણોદ્ધાર કરાવ્યો છે. આ મંદિરની પ્રતિષ્ઠા ખરતરગચ્છીય શેઠ દલપતભાઈએ કરાવી છે.

મંદિરના દ્વારમાં પ્રવેશ કરતાં ત્રણ ગોખલામાં શ્રી જિનદત્તસૂરિજીનાં પગલાં પધરાવ્યાં છે.

અંદર પ્રવેશ કરતાં જ ડાબી બાજુએ ત્રણ ગભારા છે. તેમાં મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભ૦ સાથે આરસની ૯ પ્રતિમા તેમજ ધાતુની ૫ પ્રતિમાઓ છે.

જમણી બાજુની દિવાલના એક ગોખલામાં શ્રી નીતિવિજય મહારાજની મૂર્તિ છે. મૂર્તિના એક હાથમાં મુહપત્તિ તથા બીજા હાથમાં પાનાં છે

સભામંડપના એક ગોખલામાં ૩ પ્રતિમાઓ વિરાજમાન છે અને બીજા ગોખલામાં પણ ૩ પ્રતિમાઓ છે. એના સામેની દિવાલના બે ગોખલામાં એકેક પ્રતિમા છે

ગભારામાં આરસની ૧૧ અને ધાતુની ૨૨ પ્રતિમાઓ છે ગભારા પાસેની ભીતમાંના બે ગોખલાઓમાં એકેક પ્રતિમા છે

શ્રી ધર્મનાથ ભ૦ના મૂળ ગભારામાં ચારે દિશામાં ૪ આરસની પ્રતિમાઓ છે. બાજુની બને દિવાલમાં એકેક પ્રતિમા છે આ ગભારો ત્રણ ગભારાનો બનેલો છે

પ્રવેશ દ્વારમા દાદાની ત્રણ પગલાં જોડી છે તે અગાઉ મોટા થેગિયા દરવાજા બહાર રાયણવાડીમાં ખરતરગચ્છની દાદાવાડી હતી તેમા પધરાવેલી હતી તેમાં દાદા જિનદત્તસૂરિજી અને દાદા જિનકુશળસૂરિની ચરણપાદુકાઓ હતી કાળાંતરે તે દેર્ણ થઈ જવાથી આશાતનાના ભયથી સ ૧૯૮૮મા ખરત ગચ્છના શ્રાવકોએ લાવીને અહીં પધરાવેલી છે

ભોંયરાશેરીમાં ખરતરગચ્છના ઉપાશ્રયની પાછળ દાદાવાડીનું શિલા રોપણ સ ૨૦૧૬ ના વૈશાખ સુદિ ૫ ના રોજ હાલમાં જ કરવામાં આવ્યુ છે

## ૨૦ શ્રી મહાવીરસ્વામી ભ૦નુ મદિર

આ મદિર ભોંયરા શેરીમાં આવેલુ છે ત્રણ ગભારા અને ત્રણ ઘૂમટ વાળુ આ મદિર છે

મૂળગભારામાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભ૦ છે મૂળગભારામાં મૂળનાયક સહિત આરસની ૬૦ અને ધાતુની ૩૩ પ્રતિમાઓ છે

ભોંયરામાં ભ૦ ઋષભદેવ સહિત આરસની ૧૬ અને ધાતુની ૧૪ પ્રતિમાઓ છે તેમજ આરસની ૧ નાની અલગ પડવી કાઉસગ્ગિયા પ્રતિમા છે વળી ૩ ફૂટ ઊચી એક આરસની કાઉસગ્ગિયા પ્રતિમા છે, તેના પગ નીચે એક બાજુએ ઈંદ્ર અને બીજી બાજુએ ઈંદ્રાણી છે એના પગ પાસે એક બાજુએ શ્રાવક અને બીજી ત ફ શ્રાવિકા છે, તે હાથ જોડીને બેઠેલાં છે તેમાં નીચે મુજબ લેખ છે—

' સ૦ १३१८ वरसे श्रावण वदी १२ गुरौ महेश्वरग्राम वास्ताय आस्त सुतव्य' गुणपाल तस्य सुत व्यवहारी इतुहुश्रेयार्थ अजितनाथ."
(લેખની વચ્ચે હાથીનું ચિહ્ન છે )

બીજા કાઉસગ્ગિયા ઉપર લેખ છે પણ તે વંચાતો નથી.

વિ૦ સં૦ ૧૮૪૮ના માગશર વદિ ૫ ને બુધવારના રોજ રાધનપુરનિવાસી મહાલિયા કુટુંબના ચાર ભાઈઓ તે જીવણ, દેવ, ગોવિંદ, હેમરાજ, એ બધાયે મળીને ચતુર્વિધ સંઘને નોતરી ઉત્સવપૂર્વક મૂ૦ ના૦ શ્રી મહાવીર ભ૦ની પ્રતિષ્ઠા કરાવી હતી. એ વિશે એક સ્તવનમાં આ પ્રકારે ઉલ્લેખ મળે છે—

"મસાલીયા મુખ્ય શોભના, બંધવ ચાર ઉદાર લાલ રે;
જીવણ[1] જાન સોહિ ભલા, દેવ[2] ગોવિંદ[3] હેમરાજ[4] લાલ રે વી૦૪
વીર જિણંદ પધરાવીયા, ગેરી ભોંયરા ખાસ લાલ રે;
સંઘ ચતુર્વિધ નુતર્યો, પહોતી મનની આસ લાલ રે. વી૦૫
દાને માને આગલા, શીતલ જાસ સભાવ લાલ રે;
સાહ ગોવિંદજીએ લહ્યો, લચ્છિ લાભ ભલે ભાવ લાલ રે. વી૦૬
વરઘોડા કીધા ભલા, આદ્ય અંત શુભ રીત લાલ રે;
શાસન સોહ ચઢાવિયો, ગતીજગા રંગ રીત લાલ રે. વી૦૭
અઢારસેં અડતાલમાં, માગસિર વદ બુધ પાસ લાલ રે;
તિ પંચમી પધરાવીયા, વીર જિણંદ સુખ વાસ લાલ રે વી૦૮

શ્રાવણ વદિ ૧૩ના દિવસે પ્રતિવર્ષ ધ્વજા ચડાવવામાં આવે છે. આ મંદિરમાં આરસની ૬૭ અને ધાતુની ૮૬ પ્રતિમાઓ છે.

## ૨૧. શ્રી અજિતનાથ ભ૦નું દેરાસર

આ ઘૂમટબંધી મંદિર ભોંયરાશેરીમાં આવેલું છે. મંદિરમાં થાંભના પથ્થરના છે, જ્યારે આખુયે મંદિર ઇંટ–ચૂનાથી બાંધેલું છે. મંદિરમાં ત્રણ ગભારા છે.

મૂળ ગભારામાં મૂળનાયક શ્રી અજિતનાથ ભ૦ છે. તેમનું પબાસન અને ગાદી શાસ્ત્રીય પદ્ધતિ મુજબ છે. મૂળ ગભારામાં મૂળનાયક સહિત આરસની ૧૭ પ્રતિમાઓ છે, તેમાં બે [illegible] પ્રાચીન છે ધાતુની ૬૬ પ્રતિમાઓ છે

સભામંડપના એક ગોખલામાં કંકણ પાર્શ્વનાથની મૂર્તિ છે સામેના ગોખલામાં પણ ૧ જિનપ્રતિમા છે.

મેડા ઉપર ત્રણ ગભારા છે. તેમાં આરસની પ્રતિમાઓ ૪, ધાતુની ૧૩ તથા ધાતુની એકલમલ ૧ પ્રતિમા છે. એક પગલાં જોડી આરસનાં છે. ધાતુની મેરુ જેવી એક રચના છે, તે કદાચ અષ્ટાપદ હોય. ધાતુની એક ઈંચની ચૌમુખ પ્રતિમા પણ છે.

મેડા ઉપર સભામંડપમાં જમણી–ડાબી બાજુએ એકેક ઓરડી છે, જેમાં એકેક પ્રતિમા શાસ્ત્રીય પદ્ધતિએ ઘડાયેલા પબાસન ઉપર છે.

આ મંદિર પ્રાયઃ શંખેશ્વર મહાતીર્થની રકમમાંથી બંધાવવામાં આવ્યું હોય એમ જણાય છે. શેઠ હેમરાજના[1] પિતા અમરજી શેઠના સમયમાં એટલે અઢીસોથી પોણા ત્રણસો વર્ષ અગાઉ બંધાયુ હોય એમ મનાય છે મૂળનાયકની પ્રતિમાનો લેખ સં० ૧૬૮૨નો છે. પ્રતિષ્ઠા સં० ૧૭૦૦ લગભગમાં થઈ હશે.

આ દેરાસરનો વહીવટ પહેલેથી શેઠના કુટુંબના સારાભાઈ કરતા હતા. તે પછી પૂનમચંદ મોતીચંદ કરતા હતા હાલ વિજયગચ્છની પેઢીવાળા કરે છે.

## ૨૨. શ્રી ચિંતામણિ પાર્શ્વનાથજીનું મોટું દેરાસર

ચિંતામણિની શેરીમાં આવેલું આ મંદિર ત્રણ શિખરોવાળું ભવ્ય અને વિશાળ છે મૂળનાયકનું પરિકર આરસનું કોરણીવાળું અને વિશાળ છે. તેમાં પ્રભુની નાની નાની ૩૨ પ્રતિમાઓ છે ગભારામાં મૂળનાયકજી સિવાય આરસની ૪૫ અને ધાતુની ૩૨ પ્રતિમા છે ધાતુની એક એકલમલ પ્રતિમા છે.

ગભારા બહારના બે ગોખલામાં આરસની ૪ પ્રતિમાઓ છે. શત્રુંજય, ગિરનારના આરસના ૨ પટો છે.

---

૧. આ હેમરાજ શેઠ પં० હરગોવિંદદાસની સાતમી પેઢીના પૂર્વજ હતા.

બીજા કાઉસગ્ગિયા ઉપર લેખ છે પણ તે વચાતો નથી

વિ૦ સં૦ ૧૮૪૮ના માગશર વદિ ૫ ને બુધવારના રોજ રાધનપુરનિવાસી મહાલિયા કુટુંબના ચાર ભાઈઓ તે જીવણ દેવ, ગોવિંદ, હેમરાજ, એ બધાયે મળીને ચતુર્વિધ સંઘને નોતરી ઉત્સવ પૂર્વક મૂ૦ ના૦ શ્રી મહાવીર ભ૦ની પ્રતિષ્ઠા કરાવી હતી એ વિશે એક સ્તવનમાં આ પ્રકારે ઉલ્લેખ મળે છે—

"મમાતીયા મુખ્ય શોભતા સંઘવ ચાર ઉદાર લાલ રે,
જીવણ[1] જાત સોહિ ભના, દેવ[2] ગોવિંદ[3] હેમરાજ[4] લાલ રે વી૦૪
વીર જિણં પધરાવીય, ગેરી ભોંયરા ખાસ લાલ રે,
સંઘ ચતુર્વિધ નુનોં પહોતી મનની આસ લાલ રે વી૦૫
દાને માને આગના શીતર જસ સભાવ લાલ રે,
સાહ ગોવિંદજીએ લહ્યો, લચ્છિ લાભ ભને ભાવ લાલ રે વી૦૬
વ વોડા મીના ભના, આદ્ય અંત શુભ ગીત લાલ રે,
વાસન મોહ ચઢાવિયો, ગનીજગા રંગ રીત લાલ રે વી૦૭
અઢારમે અડતાલમાં માગસિર વદ બુધ પાસ લાલ રે,
તિ પચમી પધરાવીયા, વીર જિણંદ સુખ વાસ લાલ રે વી૦૮

શ્રાવણ વદિ ૧૩ના દિવસે પ્રતિવર્ષ ધ્વજા ચડાવવામાં આવે છે આ મંદિરમાં આરસની ૬૭ અને ધાતુની ૮૬ પ્રતિમાઓ છે

## ૨૧ શ્રી અજિતનાથ ભ૦નું દેરાસર

આ ઘૂમટબંધી મંદિર ભોંયરાશેરીમાં આવેલું છે મંદિરમાં થાંભલા પથ્થરના છે જ્યારે આખુયે મંદિર ઇંટ-ચૂનાથી બાંધેલુ છે મંદિરમાં ત્રણ ગભારા છે

મૂળ ગભારામાં મૂળનાયક શ્રી અજિતનાથ ભ૦ છે તેમનુ પબાસન અને ગાદી શાસ્ત્રીય પદ્ધતિ મુજબ છે મૂળ ગભારામાં મૂળનાયક સહિત આરસની ૧૭ પ્રતિમાઓ છે, તેમાં બે-ત્રણ પ્રતિમાઓ પ્રાચીન છે ધાતુની ૬૬ પ્રતિમાઓ છે

મૂળનાયક શ્રી ચિંતામણી પાર્શ્વનાથ ભ૦ના ગભારા પર ત્રણ ગભારા છે તેમાં મૂળનાયક શ્રી ચન્દ્રપ્રભસ્વામીની મૂર્તિ છે તેમાં મૂળનાયક સહિત આરસની ૨૪ અને ધાતુની ૧૬ પ્રતિમાઓ છે આરસનાં પગનાં જોડી ૧ છે

ભાની પોળમાં ધાતુના કાઉસગ્ગિયા છે, તેનું પરિકર અહીં રાખવામાં આવ્યું છે

મેડાના રંગમંડપમાં એક તરફ દેવ-દેવીની ૫ મૂર્તિઓ ખારા પથ્થરની બનાવેલી છે તે મૂર્તિઓ વીરાવાવ (પાકીસ્તાન)થી લાવવામાં આવી છે

મેડાના સભામંડપના ચોકમાં એક બાજુએ આરસનાં ૧૫૦૦ જોડી પગલાં છે જેના ઉપર નીચે મુજબનો લેખ છે—

'॥ ॐ॥ शाश्वता ४ तीर्थकरा २४ ॥ श्रीविहरमानजिन २०॥ गणधरा १४५२ ॥ सर्व मलीने संख्या १५००) भगवानना पगला छे। संवत् १९२१ मा शाके १७८६ प्रवर्तमाने स्त्यभकारी माघमासे शुक्लपक्षे सप्तमे तिथौ गुरुवासरे वास्तव्यराधनपुरनगरे श्रीतपागच्छे भट्टारक श्रीश्री-धरणेन्द्रसूरिराजेन श्रीसिद्धक्षेत्र प्रतिष्ठित श्रीचिंतामणिजिनप्रासादे ॥

ભમતીનો જીર્ણોદ્ધાર સં૦ ૧૯૦૫ના મહા સુદિ ૫ના રોજ થયો હતો તે પછી ફરીથી જીર્ણોદ્ધાર કરી, સં૦ ૧૯૯૨ના વૈશાખ સુદિ ૬ના રોજ આ૦ શ્રી વિજયભદ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે

પ્રથમ આ મંદિર નાનું અને બાવન જિનાલયવાળું હતું શેઠ પદમશીભાઈએ આનો જીર્ણોદ્ધાર કરાવ્યો તે પછી તેની સં૦ ૧૮૯૮ના શ્રાવણ સુદિ ૧૦ને બુધવારના રોજ આ૦ વિજયદેવેન્દ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા થઈ હતી આ વિશેનો લેખ ભમતીમાં યક્ષરાજ ધરણેંદ્ર તેમજ પદ્માવતી માતાજીના ગોખનામાં છે[1] (જુઓ, શિલાલેખ નં૦ ૪૬૩, ૪૬૪)

---

1. મૂળનાયકની મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવે તે જ સમયે યક્ષ અને યક્ષિણીની મૂર્તિ સ્થાપન કરવામાં આવે છે, તેથી મૂ૦ નાંનો પણ એ જ સમય સમજવો

સભામંડપના દરેકે દરેક થાંભલામાં આરસના દેવ-દેવીઓનાં જુદાં જુદાં સ્વરૂપો વાજિંત્રો અને રંગ-બેરંગી વસ્ત્રોમાં સજ્જ થયેલાં ગાતાં અને વાજિંત્ર વગાડતાં કોરેલાં જોવાય છે

ભમતીમાં ત્રણ મોટા ગભારા છે દેનાસરમાં પ્રવેશ કરતાં એક મોટો ગભારો ડાબી બાજુએ છે તેમાં મૂળનાયક શ્રી ઋષભદેવ પ્રભુ સાથે આરસની ૫ મૂર્તિઓ છે, તેમજ ધાતુની ૨ મૂર્તિઓ છે આ આ ગભારાની ઉપરના શિખરમાં ચૌમુખ પ્રતિમા છે.

ભમતીમાં ( મૂળગભારાની પાછળ) શ્રી મલ્લીનાથની પ્રતિમા શ્રી ધર્મનાથના દેરાસરમાંથી લાવવામાં આવી છે નાના ચિતામણી પાર્શ્વનાથ તેમજ શ્રી મલ્લીનાથજીના ગભારા ઉપર એક જ દિવસે ધ્વજા ચડાવાય છે આ ગભારામાં મૂળનાયકજી સાથે આરસની ૫ તેમજ ધાતુની ૫ પ્રતિમાઓ છે આ ગભારો ઝોટા કકન જૂઠમલ તરફથી બાંધવામા આવ્યો છે

શ્રી મલ્લીનાથજીના ગભારાના શિખરમાં આરસની ૫ પ્રતિમાઓ છે

ભમતીની જમણી બાજુએ ત્રીજો ગભારો છે તેમાં મૂળનાયક શ્રી ઋષભદેવ ભ૦ છે તેમાં મૂળનાયક સાથે આરસની ૪ અને ધાતુની ૨ મૂર્તિઓ છે આ ગભારાનો જીર્ણોદ્ધાર શેઠ લલ્લુભાઈ ન્યાલચંદે કરાવ્યો છે અને તેમાં તેમણે જ ભગવાનને સ્થાપન કરાવ્યા છે

દેરીઓનાં નાના શિખરો ૫૫ છે

પ્રવેશદ્વારથી ડાબી બાજુના પહેલા ગોખલામાં શ્રી પાર્શ્વયક્ષની મૂર્તિ છે તેની નીચે આ પ્રકારે લેખ છે—

"स० १८९८ श्रावणमासे शुक्लपक्षे दशमतिथौ श्रीपार्श्वयक्षमूर्ति श्रीराधिकापुरसमस्तसंघेन कारापित(ता) श्रीविजयदेवेंद्रसूरिप्रतिष्ठित(ता) श्रीतपागच्छे ॥"

ભમતીમાં આરસ લગાડેલો છે, તેમા ૪૯ નાની દેરીઓ છે તેમા આરસની ૮૮ પ્રતિમાઓ છે (મોટા ત્રણ ગભારા સિવાય) તેમજ શાસનદેવી અને યક્ષ છે તથા એક ઓરડીમાં પાણીનું ટાંકુ છે

મૂળનાયક શ્રી ચિંતામણી પાર્શ્વનાથ ભ૦ ના ગભારા પર ત્રણ ગભારા છે તેમા મૂળનાયક શ્રી ચંદ્રપ્રભસ્વામીની મૂર્તિ છે તેમાં મૂળનાયક સહિત આરસની ૨૪ અને ધાતુની ૧૬ પ્રતિમાઓ છે આરસનાં પગલાં જોડી ૧ છે

ભાની પોળમાં ધાતુના કાઉસગ્ગિયા છે, તેનું પરિકર અહીં ગખવામાં આવ્યું છે

મેડાના રંગમંડપમાં એક તરફ દેવ–દેવીની ૫ મૂર્તિઓ ખારા પથ્થરની બનાવેલી છે તે મૂર્તિઓ વીરાવાવ (પાકીસ્તાન) થી લાવવામાં આવી છે.

મેડાના સભામંડપના ચોકમા એક બાજુએ આરસનાં ૧૫૦૦ જોડી પગલા છે જેના ઉપર નીચે મુજબનો લેખ છે—

"॥ ॐ ॥ शाश्वता ४ तीर्थंकरा २४ ॥ श्रीविहरमानजिन २० ॥ गणधरा १४५२ ॥ सर्व मलीने सख्या १५००) भगवानना पगला छे। सवत् १९२१ मा शाके १७८६ प्रवर्तमाने स्त्यभकारी माघमासे शुक्रपक्षे सदामे तिथौ गुरुवासरे वास्तव्यराधनपुरनगरे श्रीतपागच्छे भट्टारक श्रीश्री-धरणेन्द्रसूरिराजेन श्रीमिद्धक्षेत्र प्रतिष्ठित श्रीचिंतामणिजिनप्रासादे ॥

ભમતીનો જીર્ણોદ્ધાર સ૦ ૧૯૦૫ ના મહા સુદિ ૫ ના રોજ થયો હતો. તે પછી ફરીથી જીર્ણોદ્ધાર કરી, સં૦ ૧૯૯૨ ના વૈશાખ સુદિ ૬ ના રોજ આ૦ શ્રી વિજયભદ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે

પ્રથમ આ મદિર નાનું અને બાવન જિનાલયવાળુ હતું શેઠ પદમશીભાઈએ આનો જીર્ણોદ્ધાર કરાવ્યો તે પછી તેની સ૦ ૧૮૯૮ ના શ્રાવણ સુદિ ૧૦ ને બુધવારના રોજ આ૦ વિજયદેવેન્દ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા થઈ હતી આ વિશેનો લેખ ભમતીમાં યક્ષરાજ ધરણેંદ્ર તેમજ પદ્માવતી માન જીના ગોખવામાં છે[1] (જુઓ, શિલાલેખ ન૦ ૪૬૩, ૪૬૪)

---

1. મૂળનાયકની મૂર્તિની પ્રતિષ્ઠા કરવામા આવે તે જ સમયે યક્ષ અને યક્ષિણીની મૂર્તિ સ્થાપન કરવામાં આવે છે, તેથી મૂ૦ ના૦નો પણ એ જ સમય સમજવો.

આ મંદિરનો જીર્ણોદ્ધાર થયા પછી ફરીને સં૦ ૧૯૯૭ના વૈશાખ સુદિ ૬ ને સોમવારના રોજ રાધનપુરના રહીશ દુર્લભદાસ[1] ખોડીદાસ શાહનાં ધર્મપત્ની મીઠીબાઈ તથા તેની દીકરી લીલીએ જીર્ણોદ્ધાર કરાવ્યો. આ ભમતીમાં એક ગભારો લઈ રાધનપુરના રહીશ શેઠ લલ્લુભાઈ ન્યાનચંદ તથા તેમનાં ધર્મપત્ની મોતીબાઈએ પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવેલ છે

આ મંદિરના મૂળ ગભારામાં એક પ્રતિમાની સ્વ૦ પ૦ શ્રી હરગોવિંદદાસ ત્રિકમચંદનાં ધર્મપત્ની સુભદ્રાબાઈએ સં૦ ૨૦૦૮ ના જેઠ સુદિ ૫ ના રોજ પ્રતિષ્ઠા કરાવી હતી, અને રૂપિયા ૧૫૦૦૦ પંદર હજાર ખર્ચ કરી ઉદ્યાપન કરાવ્યુ હતુ

આ દેરાસરની શતાબ્દી વિ૦ સં૦ ૧૯૯૮ના શ્રાવણ સુદિ ૧૦ ના રોજ વિજયગચ્છના શ્રીસંઘ તરફથી ઉજવવામા આવી હતી

આ દેરાસરને ત્રણ મોટા શિખરો છે તે વિશે એક દસ્તાવેજી પુરાવો મળે છે કે, દેરાસરને ત્રણ શિખરો કરવાનો રાજ્ય તરફથી મનાઈ હુકમ હતો, પણ રાધનપુરનો શ્રીસંઘ એ સમયના નવાબ જોરાવરખાનજી પાસે ગયો અને ત્રણ શિખરો કરાવવાની રજાનો દસ્તાવેજ પણ કરાવી લાવ્યો તે દસ્તાવેજ આ પ્રમાણે છે—

> "વ૦ રાધનપુર મધ્યે શ્રીવિજેગચ્છના વાણિયાને માલુમ થાય જે, તમો ચિંતામણિજી પારસનાથનું દેરુ નવુ કર્યું તે ઉપર સરકારે મહેરબાની કરીને દહેરા ઉપર શિખર ત્રણ બનાવવાની રજા આપી છે માટે તમો તમારી ખાતર જમે રાખીને દહેરા ઉપર શિખર ત્રણ બનાવજો તેહના નજરાણાના રૂપિયા ૪૫૧] અંકે ચારસો એકાવન લઈને શિખર ત્રણ બનાવવાની આજ્ઞા આપી છે આ દહેરા ઉપર કોઈ બાબત હરકત થશે નહિ એ બાબત સરકારનો કોલ છે સં૦ ૧૮૯૭ ના (ગુજરાતી) અષાડ વદિ ૧૩, માહે જમાદીન આવન સને ૧૨૫૭ હીજરી"
>
> [ સરકારનો સિક્કો ]

[1] પ. હરગોવિંદદાસના મામા થતા હતા

મૂ૦ ના૦ ચિંતામણિ પાર્શ્વનાથ તથા આદીશ્વર ભ૦ ના દેરાસરમાં પ્રવેશ કરતાં આપણી ડાબી બાજુના ગભારામાં, જેને લોકો પાર્શ્વનાથ કહે છે તે મૂર્તિ ખરી રીતે તો પલ્લવિયા પાર્શ્વનાથની છે, તે મૂર્તિની તેમજ નેમીશ્વર ભ૦ના દેરાસરમાં જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિની મૂર્તિ છે તેની આ૦ શ્રી વિજયસેનસૂરિએ સં૦ ૧૬૭૦ના મહા સુદ ૩ (મહા સુદ ૧૨) ના રોજ પ્રતિષ્ઠા કરાવી હશે, તે લેખ દબાઈ ગયેલો હોવાથી વાંચી શકાતો નથી.

દેરાસરના ઉપરના માળમાંથી બે પ્રતિમાઓ તેમજ એક પ્રતિમા કલ્યાણ પાર્શ્વનાથના દેરાસરમાંથી એમ ત્રણ પ્રતિમાઓ સુરેંદ્રનગરમાં શેઠ પાનાચંદ ઠાકરશી જૈન બોર્ડિંગમાં થયેલા દેરાસરમાં આપી હતી, જેની પ્રતિષ્ઠા સ્વ૦ પૂ૦ ગુરુમહારાજ શાંતમૂર્તિ જયંતવિજયજી મહારાજે વિ૦ સં૦ ૧૯૮૬ના મહા સુદ ૧૩ ના દિવસે કરાવી હતી.

## ૨૩. શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ભ૦નું નાનું દેરાસર

આ મંદિર અખી દોશીની પોળમાં આવેલું છે. મંદિર ધાબાબંધી છે. મૂ૦ ના૦ની ધાતુની રમણીય અને ચમત્કારી પ્રતિમા પંચતીર્થી-યુક્ત અને પરિકરવાળી છે. પરિકરની પાછળ સં૦ ૧૧૧૦નો લેખ છે. (જુઓ લેખ નં૦ ૩) પરિકર બહુ જ સુંદર છે. આ પ્રતિમાજી ક્યારે ક્યાંથી લાવવામાં આવ્યાં તેની માહિતી મળતી નથી.

મૂળનાયકની પ્રતિમા સં. ૧૧૦૮ માં ભરાવેલી છે. તેમની ગાદી પિત્તલની છે ને તે શાસ્ત્રીય પદ્ધતિએ ઘડાયેલી છે. તેની આજુબાજુએ એકેક ઈંદ્ર અલગ છે. એનાથી પરિકર પણ અલગ છે. પરિકરમાં બે કાઉસગ્ગિયા અને બીજી ૨૧ પ્રતિમાઓ છે. મૂળનાયક સાથે ગણતાં ચોવીશી ગણાય.

આ દેરાસર ભીલોટા નાગજીએ બંધાવ્યું હતું. તેની પ્રતિષ્ઠા સં૦ ૧૬૬૫ના મહા સુદિ ૭ ના રોજ થયેલી છે. સંભવતઃ આ દેરાસરની પ્રતિષ્ઠા શ્રી વિજયસેનસૂરિના કોઈ સાધુએ કરાવેલી હોય એમ લાગે છે.

મૂળ ગભારામાં આરસની ૨૬ અને ધાતુની એક ચૌમુખી પ્રતિમા છે.

સભામંડપમાં આરસની ૧૩ પ્રતિમાઓ છે ગભારા સામેની દિવાલના એક ગોખનામાં અનગ પડેલા બે ઇંદ્રો છે એક શ્રાવકની મૂર્તિ હાથ જોડેલી સ્થિતિમાં ઊભી છે.

કેસર-સુખડની ઓરડી પાસે શ્રી લાવણ્યવિજય યતિના ગુરુ શ્રી સૌભાગ્યવિજયજી યતિનાં પગલા છે

આ દેરાસર ત્રણ ગભાગનું છે અને ઉપર પતરાંનું છાપરું છે મંદિરમાં ભમતી નથી

દેરાસર સામે શેઠ ચુનીલાલ વીરચંદભાઈની ફૂલવાડી છે ને તેમાં કૂવો પણ છે

દેરાસરની બીજી વખતની પ્રતિષ્ઠા સં. ૧૯૬૬ ના કાર્તિક વદિ ૪ ને બુધવારે થઈ છે

મહા સુદિ ૭ ના દિવસે પ્રતિવર્ષ ધ્વજા ચડાવવામાં આવે છે અખીદોશીની પોળમાં સાધુવર્ગેને ઊતરવા માટે ઉપાશ્રય પણ છે

## ૨૪. શ્રી નેમિનાથ ભ૦નું દેરાસર

આ મંદિર ધેનાશેડની શેરીમાં આવેલું છે. બાવન જિનાલયવાળું આ મંદિર ઇંટ-ચૂનાનું અને ધાબાબંધી બાંધેલું છે મંદિરમાં ત્રણ ગભારા અને ભમતી છે

મૂળ ગભારામાં મૂળનાયક શ્રી નેમિનાથ ભ૦ની પ્રતિમા બિરાજમાન છે પ્રતિમા પ્રાચીન અને મનોહર છે તે મૂળગભારાના મૂળનાયકજી સાથે આરસની ૧૮ અને ધાતુની પંચતીર્થી પ્રતિમાઓ ૪૧ છે

ગભારામાં પ્રવેશ કરતાં જમણી બાજુના ગભારામાં શ્રી અજિતનાથ ભ૦ અને ડાબી બાજુના ગભારામાં શ્રી પાર્શ્વનાથ ભ૦ની પ્રતિમાઓ છે. એક ખારા પથ્થરની મૂર્તિ છે.

ભમતીમાં બાવન દેરીઓ છે અને તેના ઉપર નાનાં શિખરો બનાવેલાં છે. ભમતીમાં આરસની ૭૧ તેમજ અલગ પડેલી આરસની

૨ મૂર્તિઓ છે, ૧ કાઉસગ્ગિયા પ્રતિમા ૧ છે આરસનો ચોવીશીનો પટ ૧ છે.

ભમતીની એક દેરીમાં શ્રીહીરવિજયસૂરિ મ૦ની ભવ્ય પ્રતિમા છે. તેની સં. ૧૬૭૦માં પ્રતિષ્ઠા થયેલી છે.

ભમતીમાં ધાતુની ૧૪ પ્રતિમાઓ છે. ચોવીશ ભ૦નાં પગલાંની એક જોડી આરસની છે

આ મંદિર ચૈત્યવાસીનું હોવું જોઈએ, કારણ કે ભમતીમાં બારણું મૂકેલું છે અને ત્યાંથી પાછળના ઉપાશ્રયમાં જવાય છે. (ઉપાશ્રયનું મૂળ બારણું ખત્રીવાસમાં છે)

આ ઉપાશ્રયની એક પેટીમાંથી લાકડાનું એક ફોલ્ડીંગ દેરાસર નીકળ્યું છે આ લાકડાના દેરાસરના આગલા ભાગમાં ચૌદ સ્વપ્ન, અષ્ટમંગલ, નવગ્રહ, દશદિક્પાલ કોતરેલા છે મંદિરમાં ભામંડળ પણ બનાવ્યું છે સોનાથી રસેલું આ મંદિર બહુ જ સુંદર છે આ લાકડાનું દેરાસર કોણે બનાવ્યું તેની કોઈને ખબર નથી.

## ૧૫. શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ ભ૦નું દેરાસર

આ દેરાસર નબાવાળી શેરીમાં આવેલું છે ત્રણ ગભારાનું છે ને પથ્થરનું બાંધવામાં આવ્યું છે મંદિર શિખરબંધી છે ભમતી નથી

અગાઉ આ મંદિર નાનું હતું સં૦ ૧૯૪૫માં શેઠ નરસિંહદાસ મોતીજી હસ્તક શ્રીસંઘે જીર્ણોદ્ધાર કરવ્યો છે આનો વહીવટ સાગરગચ્છની પેઢીવાળા કરે છે

મૂળ ગભારામાં મૂળનાયક શ્રી સહસ્રફણા પાર્શ્વનાથની મનોહર પ્રતિમા વિરાજમાન છે મૂળ ગભારામાં મૂળનાયક સહિત આરસની ૨૩ અને ધાતુની ૩૭ પ્રતિમાઓ છે.

મૂળ ગભારા સામે ત્રણ ગભારા ઘૂમટવાળા છે. એક ગભારામાં મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભ૦ છે તેમની સાથે આરસની કુલ ૧૬ મૂર્તિઓ છે બાજુના બીજા ગભારામાં આરસની ૫ મૂર્તિઓ છે

ત્રણ ગભારા નીચે ભોંયરામાં મૂળનાયક શ્રી ચંદ્રપ્રભસ્વામી છે અને ધાતુની ૧ પ્રતિમા છે.

આ શેરીમાં ઘણા વખત પહેલાં પાણીની મોટી ટાંકી (બંબો) હતી. લડાઈ કે સંકટ સમયે શહેરના દરવાજા બંધ કરવાનો પ્રસંગ આવે ત્યારે ગામ બહારના તળાવમાંથી આ બંબામાં સીધું પાણી આવે તેવી ગોઠવણ હતી. તેમાંથી લોકો પાણી ભરતા. બંબાના લીધે શેરીનું નામ બંબાવાળી શેરી રાખવામાં આવેલું.

આ દેરાસર ભીમજી શેઠ(કાકા)નું હતું તેઓ કુરીઆ અડકના હતા. કાકરેશીમાં કુરીઆ કુટુંબનાં લગ્ન થાય ત્યારે તેમના છેડા-છેડી અહીં છોડવામાં આવતા. તેનો રૂ. ૧૧ અહીં ભરતા એમ લોકો કહે છે.

## જૈન ઉપાશ્રયોની વિગત

૧ ધોબિયા શેરીમાં શ્રાવિકાનો ઉપાશ્રય છે. તેનો જીર્ણોદ્ધાર કેસરીચંદ ચુનીલાલભાઈએ કરાવ્યો છે.

૨ કડવામતીની શેરીમાં ૧ ઉપાશ્રય છે, તે કડવાગચ્છના શ્રાવકોનો છે.

૩ ખજુરી શેરીમાં શ્રાવકનો ઉપાશ્રય છે. આ ઉપાશ્રયમાં હસ્તલિખિત પુસ્તકો વગેરે છે. આ ઉપાશ્રયમાં લગભગ ૨૦ વરસ પહેલાં ઘણી સંખ્યામાં ભાઈઓ સામુદાયિક સામાયિક કરતા હતા, અને તેમને જમાડવામાં આવતા હતા.

૪ દેશાઈવાસમાં ગાંયજા શેરીમાં મણીઆરનો ઉપાશ્રય શ્રાવિકાના ઉપયોગ માટે છે. ઉપરનો ભાગ મહિલામંડળનો છે, તેમાં મંડળ બેસે છે અને સ્તવનો વગેરે શીખે છે.

૫ દેસાઈવાસમાં નવો ઉપાશ્રય શ્રાવિકાના ઉપયોગ માટે સાગરગચ્છે બનાવ્યો છે.

૬ આદીશ્વરજીની ખડકીની ઉપર (પાંજરાપોળમાં) શ્રાવિકાનો ઉપાશ્રય છે. તે પોળિયાનો ઉપાશ્રય કહેવાય છે.

૭ શાન્તિનાથજીની ખડકીમાં તથા સાંકડી શેરીમાં એક એક ઉપાશ્રય છે. તે બંને ઉપાશ્રય શ્રાવકના છે. ઉપાશ્રયનો વહીવટ સાગર-ગચ્છની પેઢી કરે છે.

૮ પાંજરાપોળમાં પહેલાં નેમસાગરનો ઉપાશ્રય હતો. અત્યારે શ્રાવિકાના ઉપયોગમાં આવે છે.

૯ ભણુસાલી શેરીમાં ૧ શ્રાવિકાનો ઉપાશ્રય છે.

૧૦ ભાની પોળમાં બે ઉપાશ્રય છે. તેમાં એક બાઈઓનો ઉપાશ્રય ખરતરગચ્છનો છે અને એક પાયચંદગચ્છનો છે. તેમાં પ્રથમ શ્રાવક-શ્રાવિકા સામુદાયિક ક્રિયા કરતાં હતાં.

૧૧ ભોંયરા શેરીનાં ખરતરગચ્છના શ્રાવકોનો ઉપાશ્રય છે. ખરતરગચ્છ-વાળાએ જીર્ણોદ્ધાર કરાવ્યો છે.

૧૨ ચિંતામણિજીની શેરીમાં એક શ્રાવિકાનો મોટો ઉપાશ્રય છે. હમણાં જ જીર્ણોદ્ધાર કરાવેલ છે મેડા પર વનિતામંડળ બેસે છે. આ પોળ પાસે વિજયગચ્છની વાડી છે, ત્યાં જમણવાર થાય છે. આ શેરીની સામે જિનશાળા છે (શ્રાવકનો ઉપાશ્રય છે.) તેના જીર્ણોદ્ધારમાં શેઠ કાન્તિલાલ ઈશ્વરલાલે રૂ. ૨૫૦૦૦) આપેલા છે ૨૦ થી ૨૫ હજાર ગોડીદાસ ડોસાચંદે (વિજયગચ્છની પેઢીએ) ખરચ્યા છે. ઉપાશ્રય નીચે વિજયગચ્છની પેઢી છે. આ જિનશાળા જૂની હતી તે સં. ૧૯૯૫ માં નવી બંધાવેલી છે.

૧૩ તબોળી શેરીમાં પુરુષોનો ઉપાશ્રય છે. શેરીમાં નવલચંદ ખુશાલચંદ (સાગરગચ્છ)ની પેઢી છે.

૧૪ હીરસાગરની શેરીમાં યતિનો ઉપાશ્રય છે તથા ૧ શ્રાવિકાનો ઉપાશ્રય છે. આ બંને ઉપાશ્રયો અંચળગચ્છના છે

૧૫ ગાંધીવાસમાં ૧ ઉપાશ્રય રસ્તા પર છે તે દલપત મોદીનો છે, તે શ્રાવિકાના ઉપયોગમાં આવે છે.

૧૬ બબાવાળી શેરીમાં અચળગચ્છનો ૧ ઉપાશ્રય છે, તે પડી ગયો છે
૧૭ ઘેના શેઠની શેરીમાં ૧ ઉપાશ્રય છે તે દેરાસરની પાછળ ખત્રી વાસમાં છે તે ઉપયોગમાં આવતો નથી
૧૮ બબાવાળી શેરીમાં પોળ ઉપર અચળગચ્છનો ઉપાશ્રય છે ત્યાં યતિઓ ઊતરતા હતા

## બીજી સંસ્થાઓ અને હકીકત

ખજુરી શેરીમાં બકોરદાસ ઉજમશી તરફથી જૈન ભોજનશાળા ચાલે છે યાત્રાળુઓને ઊતરવા કેશરીચંદ કસ્તુરચંદ તરફથી જૈન ધર્મશાળા છે તેનો વહીવટ એ લોકો કરે છે

દેશાઈવાસમાં સાગરગચ્છની ધર્મશાળા છે મોટે ભાગે ત્યા જમણવાર થાય છે

પરામાં ધર્મશાળાનો વડો કરા યો છે ત્યાં ધર્મશાળા થાય એવો સભવ છે પહેલા વિજયગચ્છની જમણવાર માટેની ધર્મશાળા હતી.

પરામા મોગખિયા કાન્તિલાલ ઈશ્વરલાલ તરફથી જૈન બોર્ડિંગ ચાલે છે તેનો વહીવટ તેઓ પોતે જ કરે છે

આયંબિલ શાળાનુ હાલનુ મકાન એ રૂપવિજયજી ગોરજીનો પ્રથમ ઉપાશ્રય હતો. તથા બાજુમાં સાગરગચ્છનો બાઈઓનો ઉપાશ્રય હતો તે જગ્યાએ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના શિષ્ય વિજયભક્તિસૂરિના ઉપદેશથી (સં ૧૯૮૦ થી) આયંબિલશાળા બનાવવામાં આવી છે આ મકાન શેઠ જીવનલાલ પ્રતાપશીભાઈએ બનાવી આપ્યુ છે તેનું નામ પ્રતાપભવન રાખ્યુ છે તેની ઉપરનો અમુક ભાગ એમને સ્વાધીન છે તે ભાગ સાધ્વીજીને ઊતરવા માટે ઉપાશ્રય તરીકે હાલમાં વપરાય છે

ગુર્જરવાડામાં "અખાડા" તરીકે ઓળખાતુ મકાન પહેલા સટ્ટાના પાટિયાની ધર્મશાળા હતી ત્યાં યાત્રાળુઓ પ્રથમ ઊતરતા હતા હાલમાં

આયંબિલશાળાના કબજે છે. અત્યારે ત્યાં જૈન ઉદ્યોગશાળાનું કામ ચાલે છે. ત્યાં પાપડ, વડી વગેરે જૈન બાઈઓના હાથે બને છે. તેમાથી બાઈઓને ઉત્તેજન મળે છે.

તંબોળી શેરીમાં શેઠ નવલચંદ ખુશાલચંદ (સાગરગચ્છની પેઢી) છે.

બજારમાં શેઠ મોતીલાલ મૂળજીભાઈ તરફથી મફત દવાખાનું ચાલે છે, તે સાર્વજનીક છે. તેમજ મોતીલાલ મૂળજીભાઈ તરફથી સદાવ્રતખાતું ચાલે છે તેમજ પટણી દરવાજા બહાર તેમની વાડી છે. ત્યાં કારતક સુદ ૧૫ના રોજ સિદ્ધગિરિનો પટ સંઘના દર્શનાર્થે બંધાય છે અને દીક્ષા પણ ત્યાંજ અર્પાય છે તેમજ પટણી દરવાજા બહાર તળાવની પાળ પાસે શેઠ મોતીલાલનું આરસનું બાવલું નવાબ સાહેબે ખુલ્લું મૂકેલ છે (તે બાવલું મણિલાલ મોતીલાલે કરાવેલું છે.).

તળાવની અંદર નવાબ સહેબનો હવા ખાવાનો બંગલો છે.

પટણી દરવાજા બહાર મ્યુનીસીપાલીટી તરફથી દવાખાનું ચાલે છે તથા હાઈસ્કૂલ છે. તેમાં વકીલ કક્કલદાસ ભૂધરદાસે રૂ. ૫૦,૦૦૦ આપેલા છે. સામે સાર્વજનીક સરકારી લાયબ્રેરી તથા દવાખાનું છે. આગળ જતાં લાલબાગ છે, ત્યાં કોર્ટકચેરીઓ છે. તેની આગળ શેઠ વાડીલાલ પૂનમચંદનું જૈન સેનિટેરિયમ છે. કેનાલ પાસે નાથાલાલ રાવજીભાઈ; જેઓ માણેકલાલ વખારીઆના પિતાથી થાય તેમની વાડી છે. પ્રથમ ત્યાં દીક્ષાઓ અપાતી હતી.

દેસાઈવાસમાં દરવાજા પાસે મોટી પાંજરાપોળ છે તે જૈનોએ બંધાવેલી છે. તેનો વહીવટ પણ જૈનો જ કરે છે.

પાંજરાપોળની શેરીના દરવાજાના મેડા પર પંખીઓને રાખવાનું પાંજરું છે (મકાન છે) તેથી આ શેરીનું નામ પાંજરાપોળ પડ્યું છે.

ભાની પોળ પાસે ખોડાં ઢોર-પાંજરાપોળની ઑફિસ છે.

પટણી દરવાજા બહાર સાર્વજનીક મ્યુનીસીપાલીટીની ધર્મશાળા

છે કડવામતીની શેરી પાસે ટાવર છે તે લગભગ સવંત ૧૯૫૦માં બંધાયેલ છે હાઈસ્કૂલ નાની પડતા હાઈસ્કૂલની બાજુમાં થોડા ઓરડા થવાના છે ફંડ એકઠું કરવાનું કામ હાલમાં ચાલે છે

પટણી દરવાજાના તળાવમાં માછના માગવાની મનાઈનો ઠરાવ ફરી બોર્ડ લગાવવામાં આવેલ છે

રાધનપુર ગામ ફરતાં વિશાળ દરવાજા છે તેમાંના કેટલાક હાલમાં જીર્ણ થવાથી પાડી નાખેલા છે.

## જૈન જ્ઞાનમંદિરો

૧ શ્રી યશોવિજયજી જૈન પુસ્તકાલય રાજગઢીના રસ્તે છે, ઉપર શ્રી વિજયચંદ્રસૂરીશ્વરજી મહારાજનું જ્ઞાન મંદિર છે ૨૫ વરસ પહેલા નવુ બના યુ છે

૨ ઘેલા શેઠની શેરીના નાકા પર પં. મેરુવિજયજી મહારાજનું જ્ઞાન મંદિર ૫ વરસથી બનાવેલું છે

૩. જિનશાળાની વાડી સામે વિજયહીરસૂરિ મહારાજનું જ્ઞાનમંદિર ૩૦ વરસ થયા બનાવેલું છે તેમાં હસ્તલિખિત તેમજ છાપેલા પુસ્તકો છે

૪ અંબાદેવીની પોળમાં લાવણ્યવિજયજી યતિનો પ્રાચીન હસ્તલિખિત પુસ્તક ભંડાર છે

૫. જિનશાળાના મેડા પર હસ્તલિખિત પુસ્તકો વગેરે છે

૬ તબોળાશેરીના ઉપાશ્રયે પણ હસ્તલિખિત પુસ્તકો અંહિ છે

૭ ખજુરીશેરી તથા સાગરગચ્છના ઉપાશ્રયે પણ હસ્તલિખિત પુસ્તકો છે

## જૈન પાઠશાળા

૧ લાડવા શેરીમાં શેઠ બાપુલાલ જમનાદાસ તરફથી મેનાબાઈ પાઠશાળા ચાલે છે મકાન ૧૯૯૫માં ખુલ્લું મુકાયુ છે પ્રથમ આ પાઠશાળા પોળીઆના મેડા પર હતી



૬. ખણાવાળી શેરીમા શ્રી પાર્શ્વનાથ ભગવાનના
દેરાસરનુ પ્રવેશદ્વાર



૭. શ્રી. કલ્યાણ પાર્શ્વનાથ ભગવાનનું મંદિર



૮. શ્રી. વિજયવીરસૂરીશ્વરજી જ્ઞાનમંદિર

૨. બજારમાં શેઠ મોતીલાલ મૂળજીભાઈના સાર્વજનીક દવાખાના પર તેમના તરફથી પાઠશાળા ચાલે છે.

આ રીતે જૈન દેરાસરો, જૈનોનાં ધાર્મિક સ્થળો, અને જૈન વસ્તીના કારણે જૈનોએ આ શહેરને ઉન્નત બનાવવામાં કેવો અને કેટલો ફાળો આપ્યો છે તેનું અનુમાન સહેજે થઈ શકે એમ છે.

રાધનપુરના કેટલાયે જૈનો મુંબઈ, અમદાવાદ, ભાવનગર વગેરે મોટાં શહેરોમાં વસે છે. તેમણે બંધાવેલાં આલીશાન મકાનો અહીં ખાલી પડેલાં છે

## પ્રાચીન સ્થિતિ

'રાધનપુર ડિરેક્ટરી' (પૃ ૯૧-૯૨)માં રાધનપુરની પ્રાચીનતા વિશે નીચે મુજબ હકીકત જાણવા મળે છે—

'ચાવડાવંશના રદનદેવે સં૦ ૬૦૨ ના વૈશાખ સુદિ ૩ ના રોજ આ શહેર વસાવ્યું, તેથી તેના નામ ઉપરથી રદનપુર નામ હતું, જેમ જેમ વખત લંબાતો ગયો તેમ તેમ નામના રૂપમાં ફેરફાર થઈ રાયપણુ નામ કહેવાણુ. ઈ૦ સ૦ ના સત્તરમા સૈકામાં તે નામ પણ બદલાઈ જઈ રાધનપુર પડ્યુ, અને તે જ નામથી હાલ પણ બોલાય છે રદનદેવ ચાવડો કેના વંશમાં થયો તે જણાયુ નથી. પણ કાંતો કચ્છના પૂર્વભાગમાં ચાવડાનું રાજ હતું તેમાંના, અગર તો પચાસરના ચાવડાના વંશમાંના કોઈ હોય

'રાધનખાન બલોચના નામ ઉપરથી રાધનપુર પડ્યું હોય એમ 'બોમ્બે ગેઝેટિયર, વોલ્યુમઃ ૫ માં અનુમાન બતાવેલું જણાય છે પણ તેમ બનવા સંભવ થોડો છે. કારણકે, રાધનખાન બલોચ સત્તરમા સૈકા પહેલાં થયેલો નથી અને રાધનપુરની આબાદી તે પહેલાની છે. ઈ૦ સ૦ ના તેરમા

સૈકામાં રાધનપુર નામ હોવાનું જૈનોના પુસ્તકો ઉપરથી નીકળી આવે છે

"પ્રથમની આબાદી ફતેકોટ (ધૂળી કોટ) જે હાલના શહેરથી વાયવ્યે એક માઈલ દૂર છે તેની બાજુમાં હતી અને ફતેકોટમાં બાદશાહી થાણું હતું, વિ૦ સં૦ ૧૭૧૨ ની સાલમા એટલે હાલના નવાબસાહેબના વડવાઓના હસ્તકમા થયુ ત્યારે બાબી જવાંમર્દખાનજી પહેલાએ શહેરને ફરતો કિલ્લો બનાવ્યો, અને તેમના બેટા અનવરખાન ઉર્ફે સફદરખાને ફતેકોટનો કિલ્લો તોડી વડપાસર તળાવના કાંઠા ઉપર કિલ્લો બનાવી ત્યાં થાણુ રાખવા માંડયુ ત્યારથી ફતેકોટ ઊજડ થયો, થાણુ અને શહેરની વચ્ચે અંતર હતું, કેમકે ગામની વસાહત પશ્ચિમ તરફ હતી અને થાણાનો કિલ્લો પૂર્વ તરફ હતો જેમ જેમ આબાદી વધતી ગઈ તેમ તેમ શહેરનો કિલ્લો વધતો ગયો, અને બને બાજુથી થાણાના કિલ્લા સાથે મળી જઈ હાલની સ્થિતિએ પહોંચ્યુ છે, થાણાને બદલે ગજગઢી કહેવાણી આજે પણ તે જ નામથી ઓળખાય છે"

જો કે રધનદેવ માટે કોઈ પ્રામાણિક આધાર મળતો નથી અને રાધનપુર વસ્યાની કોઈ ચોક્કસ તારીખ પણ મળતી નથી પણ રધનદેવ વિશે અહીં એવી એક માન્યતા છે કે, આ વઢિયાર પ્રદેશમાં આજે જે નાડોધા ખેડુતો જુદા જુદા ગામોમાં પથરાયેલા જોવાય છે તેમાંના કેટલાક તો ચાવડા રજપૂતો છે એટલે સંભવ છે કે, આ રજપૂતોનો કોઈ પૂર્વજ રધનદેવ હોય અને તેણે પોતાના નામ ઉપરથી રાધનપુર વસાવ્યુ હોય

બીજી એક માન્યતા એવી છે કે, રાધનપુરની નજીકમાં આવેલું ભીલડિયા એક કાળે મોટુ નગર હતું ત્યાં જૈનાચાર્ય સોમપ્રભસૂરિ પધાર્યા. તેમણે નિમિત્તજ્ઞાનથી જોયુ કે ભીલડિયાનો સર્વવ્યાપી આગથી નાશ થશે. એ વાત તેમણે શ્રાવકોને જણાવી, ત્યાંના શ્રાવકો આચાર્ય-

શ્રીની સૂચનાથી ઉચાળા ભરી અન્યત્ર ચાલ્યા ગયા. તેમાંથી કેટલાકે નિવાસ માટે એક સ્થળ પસંદ કર્યું તે પાછળથી રાધનપુર નામે પ્રસિદ્ધ થયું.

મુનિરાજ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી) પોતાના 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૨ ના પૃષ્ઠ : ૨૩૯ માં રાધનપુર વસ્યાનો ખુલાસો આ રીતે આપે છે—

> "અહીં (ભીલડિયામાં) સં૦ ૧૩૩૩ ના ચાતુર્માસમાં સં૦ ૧૩૩૪ બેસતાં બે કાર્તિક મહિના હતા, ચતુર્માસ બીજી કાર્તિક પૂર્ણિમાએ પૂરું થાય; પરંતુ તપગચ્છના આ૦ સોમપ્રભે (આચાર્યપદ સ૦ ૧૩૩૨, સ્વર્ગવાસ સં૦ ૧૩૭૩) આકાશદર્શનથી જાણ્યું કે, નજીકના દિવસોમાં ભીલડિયાનો વિનાશ થવાનો છે એટલે તેમણે અપવાદને આશ્રયી પહેલી કાર્તિક પૂર્ણિમાએ ચોમાસુ પૂરું કર્યું અને ત્યાંથી તરત વિહાર કર્યો, બીજા પણ સાધુ–સાધ્વીઓ તથા જૈનો ભીલડિયાથી ઉચાળો ભરી ગયા અને તેમણે એક સ્થળે જઈને નિવાસ કર્યો. એ સ્થળે રાધનપુર શહેર વસ્યું."

ઇતિહાસની દૃષ્ટિએ જોતાં શ્રી સોમપ્રભસૂરિ સં૦ ૧૩૫૨ માં આવ્યા હોય એવું અનુમાન છે. કારણ કે, સં૦ ૧૩૫૩ ની સાલમાં અલ્લાઉદ્દીનના સૂબા અલપખાને પાટણને પાધર કર્યું તેની સાથોસાથ ભીમપલ્લીને સર્વવ્યાપી આગ લગાડી. ભીમપલ્લીની જમીનને ત્રણ–ચાર હાથ ખોદતાં તેમાંથી રાખ, કોલસા, અને બળેલી ઈંટોના ઘર વગેરે મળી આવે છે અને એ ભૂમિ ઉપર ઊભા કરેલા સં૦ ૧૩૫૪, સં૦ ૧૩૫૫, સં૦ ૧૩૫૬ના પાળિયાઓથી પણ એ વાત પુરવાર થાય છે.

'રાધનપુર' નામ માટે એમ કહેવાય છે કે, એ જ સમયમાં રાધનખાન નામે એક બલોચ હતો તેણે પોતાના નામ ઉપરથી 'રાધનપુર' વસાવ્યું અને ભીલડિયાથી આવેલા શ્રાવકોએ તે નગરને વસાવવા માટે સારો સાથ આપ્યો.

રાધનપુરના મસાલિયા (મહાલિયા) કુટુંબની ગોત્રજ દેવી ભીલડિયાની ધર્મશાળાની સામે પૂર્વ દિશામાં બાંધેલા આરસના કુવામાં છે એ ઉપરથી પણ ભીલડિયાના નાશમાંથી રાધનપુરનું નવનિર્માણ થયાનો પુરાવો મળે છે.

એ પછીનો લગભગ ૨૫૦–૩૦૦ વર્ષોનો રાધનપુરનો ઇતિહાસ અંધારામાં છે

સં ૦ ૧૫૭૦માં શ્રીમદ્ આનંદવિમલસૂરિ, જેઓ શ્રીહીરવિજયસૂરિના દાદાગુરૂ થતા હતા તેઓ, રાધનપુર આવ્યા હતા. તેમણે ત્યાંના જિનાલયોની પ્રતિમાઓની અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરી હતી.

શ્રી વિજયદાનસૂરિના શિષ્ય અને શ્રી હીરવિજયસૂરિના ગુરુભાઈ શ્રી ધર્મસાગર સ્વતંત્ર પ્રતિભાશાળી વિદ્વાન હતા. તેમણે 'કુમતીકુદ્દાલ' નામનો ગ્રંથ રચ્યો, જેમાં શાસન અને સિદ્ધાંત વિરુદ્ધ પ્રરૂપણા કરી હતી, તેનો તેઓ ખૂબ પ્રચાર કરવા લાગ્યા. એ જ વખતે રાધનપુરમાં જ શ્રી વિજયદાનસૂરિએ શ્રી ધર્મસાગરને ગચ્છ બહાર કરવાનું ફરમાન લખ્યું. આથી શ્રીધર્મસાગરને આઘાત થયો અને પશ્ચાત્તાપ થયો તેમણે શ્રીવિજયદાનસૂરિજી પાસે તેમની આજ્ઞામાં રહેવાનું કબૂલ કર્યું અને 'મિચ્છામિ દુક્કડં' દઈ પોતાની ભૂલ સુધારી લીધી પછી શ્રીવિજયદાનસૂરિજીએ સં૦ ૧૬૧૭ માં રાધનપુરમાં જ શ્રીધર્મસાગરજીને પાછા ગચ્છમાં લીધા. અને તેમના લખેલા પ્રત્યેક ગ્રંથ પોતે જોયા પછી જ સંઘમાં માન્ય કરવામાં આવતા. (ઐતિહાસિક રાસસંગ્રહ, ભા૦ ૪, 'વિજયતિલકસૂરિરાસ' પૃ૦ ૧૩ થી ૧૫)

રાધનપુરની ખરેખરી જાહોજલાલી તો સં૦ ૧૬૪૮ માં જગદ્‌ગુરુ શ્રીહીરવિજયસૂરિ અને તેમના શિષ્ય શ્રી વિજયસેનસૂરિએ આ નગરમાં પદાર્પણ કર્યું તે પછી જ થઈ.

જેમ કે, રાધનપુરમાં નવાં નવાં મંદિરો બંધાવાં, અનેક જૈનાચાર્યો અહીં પધાર્યા, ચતુર્માસ નિર્ગમ્યાં, નવી નવી ધાર્મિક સંસ્થાઓ ઊભી

થઈ, જુદા જુદા ગચ્છના યતિઓએ પોતાનાં મંદિરો અને ઉપાશ્રયો ઊભા કર્યા, જ્ઞાનભંડારો રચાયા, જૈન પાઠશાળાઓ ખુલ્લી મુકાઈ, રાધનપુરના શ્રેષ્ઠીઓએ અન્યત્ર દેરાસરો બંધાવ્યાં, તીર્થોના સંઘો નીકળ્યા. અહીં ગ્રંથો રચાયા અને લખાયા.

આમ બધી રીતે રાધનપુરનું નામ પ્રકાશમાં આવતું ગયું. તીર્થમાળાકારોએ પણ તેની ખાસ નગર તરીકે નોંધ લીધી. આ બધી વિગતોની કડીબદ્ધ ઘટનાઓ નોંધી શકાય એવી છે. પણ તેને આ સ્થળે એટલો અવકાશ નથી. અમે તો અહીં રાધનપુરના વિશિષ્ટ નગર તરીકેની રૂપરેખા દોરીશું.

સમ્રાટ અકબર પ્રતિબોધક જગદ્ગુરુ શ્રીમાન હીરવિજયસૂરિ મ૦ તેમજ તેમના શિષ્ય સવાઈહીર શ્રીવિજયસેનસૂરિ–એ બંને આચાર્યોએ સં૦ ૧૬૪૮માં રાધનપુરમાં ચતુર્માસ કર્યું.[1] તેમણે રાધનપુરમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાંના લોકોએ ૭ હજાર સોનામહોરોથી સૂરિજીની પૂજા કરી હતી. (સૂરીશ્વર અને સમ્રાટ, પૃ૦ ૨૬૫) ચતુર્માસ દરમિયાન અનેક પ્રતિષ્ઠાઓ અને મહોત્સવો થયા. સમ્રાટ અકબરે એ જ સમયે શ્રીહીરવિજયસૂરિને શત્રુંજયગિરિ ઉપર લેવાતો કર માફ કરીને તે તીર્થ તેમને અર્પણ કરવાનું ફરમાન લખી મોકલાવ્યું. બાદશાહે શ્રીહીરવિજયસૂરિની આજ્ઞા મેળવી, તેમના વાસક્ષેપપૂર્વક એ વર્ષમાં ભાનુચંદ્રને ઉપાધ્યાયની પદવી આપી. બાદશાહે શ્રીવિજયસેનસૂરિને આગરા મોકલવા સૂરિજીને વિનંતિ પાઠવી. આ વિશે શ્રીઋષભદાસ કવિએ 'હીરવિજયસૂરિરાસ'માં આ પ્રકારે જણાવ્યું છે—

"રાધનપુરમાંહિ રહ્યા એક વારો, દઈયે નન્દી અહ્યારી સાર રે." (પૃ૦૨૧૩)

"હીર રાધનપુર માંહિ આવે, તિહાં ઉચ્છવ સબળો થાવે;
આવ્યું સેત્રુંજનું ફરમાન, થયું ભાણચંદ્રને માન."
(પૃ. ૧૭૯.)

---

૧. 'હીરસૌભાગ્યકાવ્ય' સર્ગ : ૧૪, શ્લોક : ૨૮૫,

" વાસ તવ હીરનો આવીયો, ધર્યો મસ્તક સાર રે,
શેખ પચવીસ ઘોડા દિયે રૂપક દસહી હજાર રે
આપ વિચારી પાતશા, લખ્યુ હીરને જેહ રે,
અવર એનો ભાણુચદ્ર છે, ઉવજ્ઝાયપદ દેહ રે "
( ૫ )
' તાસ તેડુ વળી આવીયુ વિજયસેનની સાર રે,
શાહ અકબર તેડવો, કીધો તામ વિહાર રે."

એ પછી રાધનપુરમાં જાણે ભક્તિનો જુવાળ આવ્યો અને શ્રી હીરવિજયસૂરિના શિષ્યરત્ન શ્રી વિજયસેનસૂરિને સ૦ ૧૬૬૦માં ત્યાંના શ્રીસઘે ચતુર્માસ માટે વિનતિ કરી એ સમયે ત્યાંનો નવાબ પહાડખાન નામે હતો

શ્રી વિજયસેનસૂરિએ જ્યારે રાધનપુરમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાંના શ્રી સઘમાં ભારે ઉલ્લાસ આવ્યો પચવર્ણી રેશમી વસ્ત્રોથી અને ધ્વજા પતાકાથી આખુયે નગર શણગારવામાં આવ્યુ હતુ ત્યાંની સમગ્ર જનતા આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળવા પડાપડી કરતી હતી તેમના હાથે કેટલીક પ્રતિમાઓની પ્રતિષ્ઠા થઈ, તેમા ખાસ કરીને વાસણુ જેટા નામના શ્રાવકે તેમના હાથે કોઈક મદિરની પ્રતિષ્ઠા કરાવી કેટલાક શ્રાવકોએ બ્રહ્મચર્ય વગેરે વ્રતો ઉચ્ચર્યા

પછી તો શ્રી નેમિસાગરજી મહારાજે સ ૧૬૭૨માં રાધનપુરમાં ચતુર્માસ કર્યું અને બાદશાહ જહાગીરે તેમને માડવગઢ આવવા વિનતિ પત્ર લખ્યો તેઓ રાધનપુરથી જ માંડવગઢ ગયા

એ પછી અનેક સૂરિઓ, ઉપાધ્યાયો, પન્યાસ અને મુનિરા જોએ ત્યા ચતુર્માસો કર્યા અને ત્યાંના સઘની ભક્તિ અને ઐક્યતાને ટકાવી રાખી. આજે પણ રાધનપુરમાં પ્રતિવર્ષ ચતુર્માસ માટે મુનિરાજો પધારે છે અને ત્યાંનો શ્રી સઘ ઉલ્લાસભેર તેમનો ઉપદેશ ઝીલે છે ધર્મમાર્ગોમાં રાધનપુર આજે પણ મોખરે આવે છે

*

## રાધનપુરની પ્રતિષ્ઠા

રાધનપુરના શ્રાવકો વેપાર નિમિત્તે બહારગામ ગયા અને જે કંઈ સુકૃતોદ્વારા ભાત પાડે એવા રાધનપુરના ધાર્મિક રંગની કીર્તિ પ્રાપ્ત કરી તેની નોંધ આપણા ગૌરવનો વિષય હોવથી કેટલીક વિગતો આપીએ છીએ

ભાવનગર નવુ વસ્યું એ જ સમયમાં રાધનપુરના કેટલાક શ્રાવકો ભાવનગર જઈને વસ્યા તે શ્રાવકોમાં શેઠ કુવરજી લાધા મુખ્ય હોય એમ એમના સુકૃતકલાપથી જણાય છે ભાવનગરમા રાધનપુરના દશા શ્રીમાળી જ્ઞાતિના શ્રાવકોના ૭૦–૮૦ ઘરો છે અને ત્યાનું એક બજાર તો 'રાધનપુરી બજાર' ના નામથી પ્રસિદ્ધ છે મારવાડી વડાની પાછળ દશા શ્રીમાળીની એક વાડી પણ છે

શેઠ કુવરજી લાધાએ જ ભાવનગરનુ તોરણ બાંધ્યુ હતુ ભાવનગરમા સ્વામીવાત્સલ્યનો આદેશ અપાય ત્યારે કુવરજી લાધા અને તેમના વંશના બાનુભાઈ ચાંદ્લો કરતા હતા

શેઠ કુવરજી લાધા ભાવનગરમાં રહેવા આવ્યા ને ત્યાંના મોટા આદીશ્વર ભગવાનના દેરાસરની સં ૧૭૯૩ના પોષ વદિ ૫ ના દિવસે તેમણે પ્રતિષ્ઠા કરાવી હતી ભ૦ આદીશ્વરની મનોહર પ્રતિમા ઘોઘામાંથી લાવવામા આવી હતી જે જાવડશાહના સમયની હોવનુ મનાય છે એ જ મંદિરમાં ૧।।–૨ મણ વજનનો ઘટ છે, તેના ઉપર 'સં० १८१८ मागशर सुदि ९ शेठ कुवरजी लाधा ।' એ પ્રમાણે અક્ષરો કોતરેલા છે

એ સિવાય શેઠ કુવરજી લાધાએ શત્રુંજય ઉપર દાદાની મોટી ટૂંકમાં પાંચ ગભારાવાળુ ભવ્ય દેરાસર સં० ૧૭૯૮ માં બંધાવ્યું હતું તેમાં તેમણે આઠ પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરાવી હતી. તેમાંની એક પ્રતિમાની લઘુ પોષાળગચ્છના રાજસોમસૂરિએ પ્રતિષ્ઠા કરી હતી.

(જુઓ, 'જૈન યુગ' સં ૧૯૮૬, વૈશાખ–જેઠ અંક, પૃ ૩૬–૩૭)

શત્રુંજય ઉપર સહસફણા પાર્શ્વનાથ ભ૦નુ ત્રણ શિખરનુ મંદિર છે તેની સં० ૧૮૧૫માં શેઠ કુવરજી લાધાએ પ્રતિષ્ઠા કરાવી હતી

ઉપર્યુક્ત શેઠ કુવરજીના પુત્ર શેઠ હેમજીએ ભાવનગરમા શ્રી અભિનદનસ્વામીના દેરાસરની પ્રતિષ્ઠા સ૦ ૧૮૧૫ માં કરાવી હતી

એ જ કુવરજી શેઠનાં ધર્મપત્ની લાડુબાઈએ સ૦ ૧૮૧૫ ના વૈશાખ સુદિ ૬ ને બુધવારના રોજ ભાવનગરમાં શ્રી પાર્શ્વનાથ ભ૦ ના દેરાસરની પ્રતિષ્ઠા કરાવી હતી વળી તેમણે જ ભાવનગરમાં શ્રી શાંતિનાથ જિનાલયમાં સ૦ ૧૮૬૦ ના વૈશાખ સુદિ ૫ ના રોજ મૂળનાયક ભ૦ની પ્રતિષ્ઠા કરાવી હતી

શત્રુંજય ગિરિ ઉપર મોદી પ્રેમચદની ટૂકમાં સ ૧૮૮૫ ના મહા વદિ ૪ ને રવિવારના દિવસે રાધનપુરના રહીશ મૂળજી અને માનકુવરના પુત્ર સોમજીએ ઉત્તર તરફના ભોયરામાં શ્રી સુવિધિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરાવેલ છે

રાધનપુરનિવાસી શેઠ રવજી અભેચદે સ૦ ૧૭૭૯માં મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભ૦નુ એક મોટુ દેરાસર શત્રુંજય ઉપર બધાવ્યુ હતું એ જ ગિરિ ઉપર મોદી પ્રેમચદની ટૂકમાં સાત મદિરો છે તે પૈકી સાતમુ મદિર રાધનપુરનિવાસી શેઠ લાલચદભાઈએ બધાવેલું છે વળી, એ જ ગિરિ ઉપર વાઘણપોળમા પદ્મપ્રભુનું જિનાલય છે તે રાધનપુર નિવાસી મહાનિયા કલ્યાણજી જીવતે બધાવેલુ છે તેમાં આરસની ૧૦ પ્રતિમાઓ અને ધાતુની એક પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી છે

શત્રુંજયનાં મદિરોમાંની કેટલીક પ્રતિમાઓ રાધનપુરવાસી શ્રેષ્ઠીઓએ ભરાવેલી છે સ૦ ૧૮૮૫ ના મહા વદિ ૪ ને રવિવારે શ્રી સુવિધિનાથ ભ૦ની પ્રતિમા શેઠ મૂળજી અને સોમજીએ ભરાવીને પ્રતિષ્ઠિત કરાવી હતી, શેઠ મૂલજીના પુત્ર ડુગરશીભાઈએ શ્રી શ્રીચદ્રપ્રભ ભ૦ની પ્રતિષ્ઠા કરાવી હતી, શેઠ ટોકરશીના પુત્ર કોતીયા હેમજીએ શ્રી મલ્લિનાથ ભ૦ની એક પ્રતિમા ભરાવી અને દેરી પણ કરાવી હતી

શત્રુંજયના ભાડી વીરડાના નામે ઓળખાતા માર્ગે શેત્રુંજી નદીથી ઉપર ચડતાં શ્રી આદિનાથની પાદુકાની પાસે એક વિસામો અને કુડ રાધનપુરનિવાસી કોઈ મસાલિયા કુટુબે બધાવેલો છે

રાધનપુરવાસી શ્રાવિકા બાઈ દલછી ડુંગરશીએ ૧ દેરી કરાવેલ છે તેમાં મૂળનાયક ભ૦ મહાવીર પ્રભુ વગેરેની ૭ મૂર્તિઓ બિરાજમાન કરી છે વિક્રમ સં૦ ૧૮૮૦ મા પ્રતિષ્ઠા કરાવી હતી

તારંગાજગિરિ ઉપર વિ૦ સં૦ ૧૯૪૭માં શ્રીમાનજ્ઞાતીય મસાલીયા રાધનપુરનિવાસીએ ભ૦ અજિતનાથસ્વામી, ભ૦ અભિનંદન, ભ૦ સુપાર્શ્વનાથ, ભ૦ મહાવીરસ્વામીની મૂર્તિઓ સ્થાપન કરી તેમની પ્રતિષ્ઠા શ્રી વિજયજિનેન્દ્રસૂરિ હસ્તક કરાવેલી છે

મિયાગામ (કરજન)માં શ્રી શાંતિનાથ ભ૦નું દેરાસર રાધનપુર-નિવાસી શેઠ સૂરાના વંશજોએ બંધાવેલું છે સાંતલપુરનું જિનાલય પણ રાધનપુરનિવાસી શેઠ શ્રવણના વંશમાં થયેલા પદમશી શેઠના પુત્રે બંધાવ્યું છે

ખંભાતમાં ચોકશીની પોળમાં આવેલા ભ૦ મહાવીરસ્વામી જિનાલયની એક પ્રતિમા રાધનપુરના શ્રેષ્ઠીએ ભરાવી, તેની પ્રતિષ્ઠા સં૦ ૧૫૮૧ના મહા વદિ ૧૦ ને શુક્રવારે કરી હતી

પાલીમાં રાધપુરનાળા શેઠ કમળશીભાઈએ શ્રી સુપાર્શ્વનાથ ભ૦નું મંદિર બંધાવેલું છે અને રાધનપુરવાળા શેઠ ઇચ્છાલાલ હેમચંદનો નોરો પાલીમાં છે તે સંઘની પેઢી શેઠ નવનચંદ સુપ્રતચંદને સોંપેલો છે, તે મકાનના ભાડાની આવકમાંથી કેટલાંક ધાર્મિક કાર્યો થયા કરે છે

ભાવનગરમાં શેઠ હેમજી જીવરાજ અને મહુવામાં શેઠ ફત્તેચંદ જીવરાજ અગણોત્રા (૧૯૬૯) કાળમાં રાધનપુરથી આવીને વસ્યા અને સારી પ્રતિષ્ઠા જમાવી

રાધનપુરના માણેકચંદ જીવરાજ નિર્વંશ ગયા તેમણે પાલીતાણા અને શંખેશ્વરમાં ધર્મશાળાઓ બંધાવી હતી

આ રીતે રાધનપુરના શ્રાવકોએ કરેલાં સુકૃતોની આછી નોંધ ઉપરથી ત્યાંના શ્રાવકોની ધાર્મિક શ્રદ્ધા વિશે આપણને જાણવા મળે છે

એ પછી, તીર્થમાળાકારો પણ 'રાધનપુર' ના મંદિરો વિશે

ભાવભર્યો ઉલ્લેખ કરવા લાગ્યા, અને રાધનપુરને પણ મહત્તા આપવા લાગ્યા હોય એમ તેમના ઉલ્લેખોથી જણાય છે—

શ્રીજિનચંદ્રસૂરિના સમયમાં એટલે સં૦ ૧૬૦૦ લગભગમાં રચાયેલી 'શત્રુંજય યાત્રાસંઘ ચૈત્યપરિવાડી' (અપ્રગટ) માં જણાવ્યું છે કે—

'તીન ભવણ રાઈધનપુરઈ'

આ ઉલ્લેખથી જણાય છે કે શ્રીમદ્ હીરવિજયસૂરિ અહીં આવ્યા તે અગાઉ ત્રણ મંદિરો હતાં

શ્રીશાંતિકુશળે 'ગોડી પાર્શ્વનાથસ્તવન' સં૦ ૧૬૬૭માં રચ્યું છે, તેમાં રાધનપુરમાં ગોડી પાર્શ્વનાથના મંદિરની નોંધ લીધી છે—

"વિશેષઈ રાધનપુરઈ વડાલી હો સાંડેરઇ સાર"

પં૦ મહિમાએ સં૦ ૧૭૨૨ માં 'ચૈત્યપરિપાટી' રચી છે તેમાં રાધનપુરને 'મનોહર શહેર' બતાવીને ત્યાંનાં મંદિરોમાં બધી મળીને ૪૦૦ પ્રતિમા હોવાનું જણાવે છે—

'રાધનપુર રલીઆમણું રે લો, જિનહર છિ સુખકંદ રે૦, સા૦,
પ્રતિમા તિહાં દસિ ચ્યારસિ રે લો, વંદ્યા તિહાં જિનંદ રે. સા૦'

શ્રી જ્ઞાનસાગરે સં૦ ૧૮૨૧ માં રચેલી 'તીર્થમાલા' મા અહીંના બાર જિનમંદિરોની નોંધ કરી છે—

'તિહાં ઉંચા જિનમંદિર સોહે' બાર સંખ્યાઈ મનમોહે';
'જિનપૂજા મૂકી દોહે', સુખક૦

આ ઉલ્લેખો ઉપ૨થી રાધનપુરની મહત્તાનો અને અહીં સં. ૧૮૨૧ સુધીમાં ૧૨ મંદિરો બંધાયાનો ખ્યાલ આવે છે.

## ગ્રંથરચના અને લેખન

રાધનપુરમાં મુનિરાજોએ સ્થિર રહીને કેટલાક ગ્રંથોની રચના કરી અને કેટલાક ગ્રંથો લખાવ્યા છે તેની માહિતી તે તે ગ્રંથોની પ્રશસ્તિ અને પુષ્પિકાઓમાંથી મળે છે, તેની અમે તારવણી આપીએ છીએ—

૧. સં૦ ૧૬૨૮ માં કલ્પસૂત્ર ઉપર 'કિરણાવલીટીકા' ઉપા૦ પદ્મસાગરે રચી.

૨. સં૦ ૧૬૪૦ માં 'જિનશતકપંજિકા' લખાઇ.

૩. સં૦ ૧૬૪૯ માં 'ધર્મબુદ્ધિમંત્રિકથા' લખાઈ.

૪. સં૦ ૧૬૪૯ માં 'તર્કપરિભાષા–વૃત્તિ' લખાઈ.

૫ સં૦ ૧૬૬૦ માં 'પ્રમેયરત્નમંજૂષા' નું શ્રી શાંતિચંદ્ર ઉપાધ્યાયે સંશોધન કર્યું.

૬. સં૦ ૧૬૬૬ માં 'ક્રિયાકલાપ' નામનો ગ્રંથ લખાયો.

૭. સં૦ ૧૬૭૬ માં 'વૈતાલપચીસી' ગ્રંથ લખાયો.

૮. સં૦ ૧૬૭૭ માં 'જિનદત્તરાસ' ની પ્રતિલિપિ કરાઇ.

૯ સં૦ ૧૭૩૮ માં 'હરિવંશચરિત્ર' લખાયું.

૧૦. સં૦ ૧૭૪૨ માં 'સર્વસાધારણસ્તોત્ર' લખાયુ

૧૧. સં૦ ૧૭૪૨ માં 'કાયસ્થિતિ પ્રકરણ' લખાયું.

૧૨. સં૦ ૧૭૪૫ માં 'વિદ્યાવિલાસ ચરિત્ર (પવાડો)' લખાયો.

૧૩. સં૦ ૧૭૮૭ માં 'દેવવંદનમાલા' લખાઈ.

ખરતરગચ્છના કવિવર શ્રીસમયસુંદર ગણિ વિક્રમની ૧૭ મી શતાબ્દીમાં થયા હતા, તેઓએ રાધનપુરમાં ચાતુર્માસ કરી ત્યાં એક સંસ્કૃત **ગુરુદુઃખિતવચનમ્** ૧૯ ગાથાનું કાવ્ય રચ્યું છે.

(જુઓ જૈન યુગ, અંક : માર્ચ સને ૧૯૫૯.)

સંવત ૧૨૯૫ માં જાવડશાના ભાઈ ભાવડશા **રાધનપુરથી** કુણગીર ગયા હતા.

(–અંચલગચ્છ મોટી પટ્ટાવલી ભાષાંતર.)

## રાધનપુરથી તીર્થયાત્રાના સંઘો

અહીંના શ્રેષ્ઠીઓએ તીર્થોના સંઘ કાઢયા. એ પણ અહીંના શ્રેષ્ઠીઓની જાગ્રત ભક્તિ અને ઔદાર્યનો નમૂનો ગણાય.

આચાર્ય શ્રી વિજયસેનસૂરિજી મહારાજ સવત ૧૬૬૧ માં શમસેન તીર્થની યાત્રા કરવા સઘ સાથે ગયા હતા

શખેશ્વર આબુ ને તારગાજીનો સઘ સ૦ ૧૮૨૦ માં શ્રાવક તારાચદ કચરાએ પ૦ ઉત્તમવિજય મહારાજના ઉપદેશથી કાઢચો હતો

શખેશ્વર મહાતીર્થનો સઘ સ૦ ૧૮૦૦ માં ધામી વ જીએ કાઢચાનો ઉલ્લેખ મળે છે

ગિરનાર, નવાનગર ને સિદ્ધાચલજીનો સઘ પ૦ પદ્મવિજયજીના ઉપદેશથી નીકળ્યો હતો શખેશ્વર મહાતીર્થનો મોટો સઘ સ૦ ૧૯૭૬ના ફાગણ વદિ ૧ ના રોજ કાઢચો હતો, જેમાં લગભગ વીશ હજાર રૂપિયાનો વ્યય થયો હતો

વીશમી સદીમાં શેઠ ગિરધરલાલ ત્રિકમલાલ તથા શેઠ જીવતલાલ પ્રતાપસિહ વગેરે શ્રાવકોએ મહાતીર્થ શત્રુજય, શખેશ્વર વગેરે તીર્થોના સઘ કાઢચા હતા

કેશરીઆજી તીર્થનો સઘ મસાલીયા જીવણ જુઠા, મળચદ, સોભાચદ પચ મળીને પૂ૦ રૂપવિજયજી મહારાજ સાથે સઘ લઈ ગયા હતા

સ૦ ૧૮૨૦ માં શ્રી ઉત્તમવિજયજી મ૦ ના ઉપદેશથી શેઠ તારાચદ કચરાએ શખેશ્વર, આબુ અને તારગા વગેરે તીર્થોનો સઘ કાઢચો હતો (જૈ૦ એ૦ રા૦)

સ૦ ૧૮૪૩ માં શેઠ દેવરાજ મસાલિયાએ શ્રીગોડી (થરપારકર) પાર્શ્વનાથની યાત્રાનો સઘ કાઢચો હતો (જૈ૦ એ૦ રા૦)

નગરશેઠ શિવચદ સાંકળચદે શખેશ્વર મહાતીર્થનો સઘ કાઢચો હતો

સ૦ ૧૯૭૬મા શેઠ હરગોવિદદાસ ઉત્તમચદે શખેશ્વરતીર્થનો મોટો સઘ કાઢચો હતો, જેમાં તેમણે અઢળક ધન ખર્ચ કર્યું હતુ

પ૦ પદ્મવિજયજી મ૦ રાધનપુરથી ગિરનાર સઘ લઈને ગયા હતા

ત્યાંથી શત્રુંજય આવ્યા અને તે પછી તેમણે શેઠ કુંવરજી લાધાના આગ્રહથી ભાવનગરમાં ચતુર્માસ કર્યું હતું.

આમ અનેક શ્રેષ્ઠીઓ સંઘ કાઢવામાં, દેરાસરો બંધાવવામાં, પ્રતિષ્ઠા કરાવવામાં, રાધનપુરથી બીજે સ્થળે જઈને સુકૃતોમાં છૂટે હાથે ભક્તિપૂર્વક દાન કર્યા હતાં.

આ રીતે રાધનપુરનો વિવિધરંગી ઈતિહાસ આપણને જાણવા મળે છે.

## રાધનપુરમાં દીક્ષાપ્રસંગ અને પદવીપ્રદાન

અહીના કેટલાયે શ્રેષ્ઠીઓએ દીક્ષા લઈ આચાર્ય વગેરે પદ શોભાવ્યાં છે. આજે પણ કેટલાયે મુનિવરો વિદ્યમાન છે.

વિ૦ સં૦ ૧૧૪૬ ના પોષ શુદી ૩ ને દિવસે અંચલગચ્છીય શ્રી જયસંઘસૂરિજી મહારાજશ્રીએ ગોદુક કુમાર નામના શ્રીમંત પુત્રને દીક્ષા આપી અને તેનું નામ આર્યરક્ષિત આપવામાં આવ્યું.

( જુઓ, અંચલગચ્છીય મોટી પટ્ટાવલી ભાષાંતર પૃ. ૧૨૯ )

વિ. સં. ૧૯૪૩ માં શ્રી વિજયવલ્લભસૂરિ મહારાજની દીક્ષાનો પ્રસંગ બન્યો હતો.

વિ૦ સં૦ ૧૮૧૦માં થયેલા શ્રી વિજયધર્મસૂરિ મહારાજે શ્રી પદ્મવિજયજી મહારાજને પંન્યાસપદવી અહીં અર્પણ કરી હતી અને તેમના ઉપદેશથી ગિરનારતીર્થનો સંઘ પણ નીકળ્યો હતો. વિ૦ સં૦ ૧૯૬૦ માં થયેલા શ્રી વિજયવીરસૂરિજીની પંન્યાસપદવી અહીં થઈ હતી.

## રાધનપુરમાં ચાતુર્માસ

જગદ્ગુરુ હીરવિજયસૂરીશ્વરજી મહારાજ સં૦ ૧૬૪૮
આચાર્ય વિજયસેનસૂરીશ્વરજી મહારાજ સં૦ ૧૬૪૮

ઉપાધ્યાય જગજ્જપક સવાઈ પદધારક શ્રી નેમિસાગરજી મહારાજ

સ૦ ૧૬૭૨

પન્યાસ ઉત્તમવિજયજી મહારાજ

પન્યાસ પદ્મવિજયજી મહારાજ

પન્યાસ રૂપવિજય ગણિ

પૂ૦ બુટેરાયજી મહારાજ

પૂ૦ વૃદ્ધિચંદ્રજી મહારાજ

પૂ૦ આત્મારામજી મહારાજ (વિજયાનંદસૂરિ) સ. ૧૯૪૩

પૂ૦ આ૦ વિજયવીરસૂરિ મહારાજ (રાધનપુરવાળા)

## પરિશિષ્ટ

વિ૦ સ૦ ૧૬૮૬માં બાદશાહ શાહજહાંએ એક ખરીતો-ફરમાન શેઠ શાંતિદાસ તથા શા રતન સૂરાને લખી આપેલ તેમાં શ્રી શત્રુંજય-ગિરિ શ્રી શંખેશ્વર મહાતીર્થ, કેશરીયાજી તીર્થ, અમદાવાદ, સુરત, ખંભાત અને રાધનપુર વગેરે શહેરોના જિનાલયો તથા શ્રી સંઘની મિલકતોની વ્યવસ્થા રક્ષણ કરવા માટે જણાવવામાં આવેલ છે તે નોંધમાં પણ રાધનપુરનું વિશિષ્ટ સ્થાન જોવામાં આવે છે

### રાધનપુરમાં બનેલો ગુરુભક્તિનો અપૂર્વ પ્રસંગ સં. ૧૬૪૮

જગદ્ગુરુ હીરવિજયસૂરિ મહારાજ ચાતુર્માસ હતા, તે સમયે તેમના ગુરુમહારાજ વિજયદાનસૂરિજીનો પત્ર આવ્યો તેમાં આજ્ઞા હતી કે આ પત્ર વાંચી વિહાર કરશો પાણી પીવા ખોટી ન થશો તેઓશ્રીએ તે જ સમયે પત્ર વાંચી, પાણી પણ પીધા સિવાય વિહાર કર્યો આવી મહાન્ પુરુષોમાં પણ ગુરુભક્તિ હતી તે વખતે છઠ્ઠની તપશ્ચર્યાના પારણાનો પ્રસંગ હતો સંઘે પારણું કરવા સૂચવ્યું પરંતુ ગુરુઆજ્ઞા મુજબ પારણું બહાર ગામ જઈને કર્યું

સં ૨૦૦૦ ના વૈશાખ માસમાં સ્વ૦ શાહ લલ્લુભાઈ ન્યાલચંદનાં ધર્મપત્નીની મોંઘીબેને ઉદ્યાપન-ઉજમણું કરેલ અને પૂ૦ શાન્તમૂર્તિ

મુનિરાજ શ્રી જયન્તવિજયજી મહારાજ તથા મુનિરાજ શ્રી. વિશાલવિજયજી તથા મુનિરાજ શ્રી જયાનંદવિજયજી વગેરે અમરેલીથી આ પ્રસંગે રાધનપુર પધાર્યા હતા.

સં. ૨૦૦૧માં શેઠ હરગોવિંદદાસ ત્રિકમચંદના ધર્મપત્ની સુભદ્રા બેને શાન્તમૂર્તિ મુનિરાજ શ્રી. જયન્તવિજયજી મહારાજ તથા તેમના વડીલ ગુરુભાઈ ન્યાયવિશારદ, ન્યાયતીર્થ ન્યાયવિજયજી મહારાજશ્રી, તથા મુનિરાજ શ્રી. વિશાલવિજયજી, મુનિરાજ શ્રી. જયાનંદ વિજયજીએ ચાતુર્માસ કરેલ તે સમયે ઉપધાન તપ પૂ૦ પં૦ લાભવિજયજી મહારાજની સાન્નિધ્યે કરાવ્યું હતું અને રૂપિયા પાંચ હજારનો દ્રવ્યવ્યય કરવામાં આવ્યો હતો.

[ રાધનપુરનાં ૨૫ જિનાલયોની વિગત અગાઉ આપી છે, અને ૨૬ મા જિનાલયની વિગત પાછળથી મળતાં અહીં તેને પરિશિષ્ટમાં આપીએ છીએ. ]

## ૨૬ શામળા પાર્શ્વનાથ ભ૦નું દેરાસર

અંબાવાળી શેરીમાં બીજું દેરાસર શ્રી શામળા પાર્શ્વનાથ ભ૦નું છે તે અંચલગચ્છનું છે. શ્રીહીરસાગર યતિના ઉપદેશથી બનેલું છે. શેરીની પોળ તથા મેડો અંચલગચ્છનો છે, અંચલગચ્છના સાધુઓ મેડા ઉપર ઊતરતા.

આ દેરાસર ત્રણ ગભારાનું છે. વચ્ચેના ગભારામાં મૂળનાયક શ્રી શામળા પાર્શ્વનાથ ભ૦ની સપરિકર પંચતીર્થી સાથેની મૂર્તિ છે. બે કાઉસગિયા તથા બેઠક પ્રતિમા સફેદ આરસનાં છે. તેમાં મૂળનાયક સહિત આરસની ૧૨ અને ધાતુની ૨૯ પ્રતિમાઓ છે.

ઉપરના મેડા ઉપર ત્રણ ગભારા છે, તેમાં આરસની ૭ પ્રતિમા છે.

નીચે મૂળનાયક પ્રભુના સભામંડપમાં ત્રણ ગોખલામાં ૩ આરસની પ્રતિમા છે, મૂળગભારામાં ધાતુની ત્રિતીર્થી ૧ છે. તેની પાછળ લેખ છે.

આ દેરાસરમાં પ્રવેશ કરતાં એક બાજુ ૧ મૂર્તિ છે તેને કુલદેવી

તરીકે માને છે, તેને કુવાલાના લેલાડામાં કુટુંબના લેકો માને છે અને વૈશાખ સુદિ ૧૧ ના રોજ સ્નાત્ર ભણાવાય છે. લગ્ન તથા જન્મનાં દેવી પાસે વધામણા અપાય છે.

## શત્રુંજય મહાતીર્થ પટદર્શન સ્થાન

ધાસ દરવાજા બહાર દર વરસે કાર્તિકી પૂનમના રોજ સંઘ અત્રે શેઠ મોતીલાલ મૂલજીએ કરાવેલ સ્થાને દર્શન કરવા આવે છે અને સાધુ મુનિરાજો બે-પાંચ સ્થિરતા કરે તેવી સગવડતા પણ કરી છે

રાધનપુરમાં ખરતરગચ્છના આચાર્ય જિનલાભસૂરિજી સં ૦ ૧૮૨૫ માં ૮૮ અઠયાશી સાધુઓની સાથે યાત્રા પ્રસંગે પધારેલા જેઓએ 'આત્મપ્રબોધ ગ્રંથ' બનાવ્યો હતો.

સં૦ ૧૮૭૦ માં થઈ ગયેલા અહોંના હુકમ મુનિનો જન્મ સ્થાન રાધનપુર હતું.



# ॥ श्रीराधनपुरस्थप्रतिमालेखसंदोहः ॥

[ १ ]

सं. १०१३ आषाढ शुदि · · · · श्रीमद(द्)उकेसीयवर्धमानसुत संप · · · · · · · · कारित

સં. ૧૦૧૩ની આષાઢ સુદ......શ્રીઉકેશગચ્છીય શેઠ્ઠી વર્ધમાનના પુત્ર સંપ......( ત્રણતીર્થી પ્રતિમા ) ભરાવી.

[ २ ]

कार्णेदकुले · · · · · · · · · · · · · · · · · कारितं आत्मना ॥ संवत् १०९१

કાર્ણેદ કુળમાં........( ત્રિતીર્થી પ્રતિમા ) પોતે ભરાવી. સં. ૧૦૯૧ માં.

[ ३ ]

॥ संवत् १११० श्रीसांडक(हा)पुरीयगच्छे · · · · · · · · · · · · · · · · ली. सिंधा जादा ।

સં. ૧૧૧૦ શ્રીસાંડકહા ( સડેરક ) પુરીયગચ્છમાં............ સિંધા અને જાદા.

---

૧. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની ત્રિતીર્થી પરનો લેખ.

૨. બંબાવાળી શેરીમાં આવેલા શ્રીશામળા પાર્શ્વનાથ ભ૦ ના મંદિરમાં ધાતુની ત્રિતીર્થી પરનો લેખ.

૩. અખી ડોશીની પોળમાં આવેલા નાના શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં મૂળનાયકજીના પરિકર પાછળનો લેખ.

[ ४ ]

सं. ११३० पोष सुदि १५ गुरौ वरणागत मापवपुत्रसम ······ तेन प्रतिमा कारिता ······

સં. ૧૧૩૦ના પોષ સુદિ ૧૫ ને ગુરુવારે વરણાથી આવેલા શ્રેષ્ઠી માપવના પુત્ર સમ......તેણે (એકલતીર્થી પ્રતિમા) ભરાવી.

[ ५ ]

श्रीवाराहीयगच्छे ······················ सं. ११३१

શ્રીવારાહીય ગચ્છમાં............સ. ૧૧૩૧

[ ६ ]

श्रीसरवालगच्छे पाहुरण आत्मश्रेयोर्थ कारिता ॥ सं. ११४५

શ્રીસરવાલગચ્છમાં શ્રેષ્ઠી પાહુરણે આત્મકલ્યાણ માટે ( ત્રણતીર્થી પ્રતિમા ) ભરાવી. સં. ૧૧૪૫

[ ७ ]

सं. ११४९ माघ वदि ४ श्रीसरवालगच्छे श्रीवर्द्धमानाचार्य संताने श्रीकुपांगजनागेनात्मश्रेयोर्थं कारिता ।

સં. ૧૧૪૯ના માહ વદિ ૪ના રોજ સરવાલગચ્છના શ્રીવર્ધમાના-ચાર્યના સંતાનમાં શ્રેષ્ઠી શ્રીકુપાંગના પુત્ર નાગે (?) પોતાના કલ્યાણ માટે ( ત્રિતીર્થી પ્રતિમા ) ભરાવી.

---

૪. ભાની પોળમાં આવેલા શ્રીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૫. અંબાવાળી શેરીમાં આવેલા શ્રીશામળા પાર્શ્વનાથ ભ૦ની ધાતુની ત્રિતીર્થી પરનો લેખ.

૬. શ્રીઆદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાં ધાતુની ત્રણતીર્થી પરનો લેખ.

૭ ભણશાળી શેરીમાં આવેલા શ્રીવિમલનાથ ભ૦ના મંદિરમાં ધાતુની ત્રિતીર્થી પરનો લેખ.

[ ८ ]

सं. ११५७ श्रीलाटज्ञातीय ········ आत्मश्रेयसे कारिता ।

સં. ૧૧૫૭ માં શ્રીલાટજ્ઞાતીય............પોતાના કલ્યાણ માટે ( ત્રણતીર્થી પ્રતિમા ) ભરાવી.

[ ९ ]

सं. ११५९ श्रीसरवालगच्छे सूहनश्राविकया सोमति दुहितृश्रेयोर्थं कारितः ॥

સં. ૧૧૫૯માં શ્રીસરવાલગચ્છની સૂહન નામની શ્રાવિકાએ સોમતી નામક પુત્રીના કલ્યાણ માટે ( ત્રણતીર્થી પ્રતિમા ) ભરાવી.

[ १० ]

संवत ११६४ फागुण शु ७ गुरौ सरवालगच्छे श्रावक मोहलाकेन कारिता ॥

સં. ૧૧૬૪ના ફાગણ સુદિ ૭ ને ગુરુવારે સરવાલગચ્છમાં શ્રાવક મોહલાકે ( ત્રણતીર્થી પ્રતિમા ) ભરાવી.

[ ११ ]

संवत् ११६५ ························ कारित ।

સં. ૧૧૬૫માં............( એકલતીર્થી પ્રતિમા ) ભરાવી.

---

૮. કડિયાવાસમાં આવેલા શ્રીવાસુપૂજ્ય ભ૦ના મંદિરમાં ધાતુની ત્રણતીર્થી પરનો લેખ

૯. શ્રીઆદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાં ધાતુની ત્રણતીર્થી પરનો લેખ.

૧૦. દેસાઈવાડામાં આવેલા શ્રીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની ત્રણતીર્થી પરનો લેખ.

૧૧. બંબાવાળી શેરીમાં આવેલા શ્રીસહસ્રફણા પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

[ १२ ]

सं. ११८२ श्रीसरवालगच्छे श्रीजिनेश्वराचार्यसंताने वरुणाग सुत-प्ररम(ब्रह्म)देव भार्यया लाहितगतपुत्रिका सीतया च आत्मश्रेयोर्थं कारिता॥

સં. ૧૧૮૨માં શ્રીસરવાલગચ્છના શ્રીજિનેશ્વરાચાર્યના સંતાનમાં શ્રેષ્ઠી વરુણાગના પુત્ર પરમબ્રહ્મદેવ, તેમની ભાર્યા લાહિત અને પુત્રી સીતાએ પોતાના કલ્યાણ માટે ( પંચતીર્થી પ્રતિમા ) ભરાવી.

[ १३ ]

सं. १२०४ माधवदि ५ शुक्रे बृहद्‍गच्छे वीसलभार्या ठ० लूणदेवी श्रेयसे सुत ठ० राजा · · · · · · · श्रीशांतिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीधर्मसूरिभिः

સં. ૧૨૦૪ના માહ વદિ ૫ ને શુક્રવારે બૃહદ્‍ગચ્છના શ્રેષ્ઠી વિસલ, તેની ભાર્યા ઠ૦ લુણદેવીના કલ્યાણ માટે, તેમના પુત્ર ઠ૦ રાજા...એ શ્રી-શાંતિનાથ ભગવાનની પ્રતિમા ભરાવી અને તેની શ્રીધર્મસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ १४ ]

संवत् १२२१ वैशाखशुदि १० शुक्रे · · · · · · आत्मश्रेयोर्थं कारितं प्रतिष्टितं च श्रीमुनिरत्नसूरिभिः ।

સં. ૧૨૨૧ના વૈશાખ સુદિ ૧૦ ને શુક્રવારે...પોતાના કલ્યાણ માટે ( એકલ પ્રતિમા ) ભરાવી અને તેની શ્રીમુનિરત્નસૂરિજીએ પ્રતિષ્ઠા કરી.

---

૧૨. અખી ડોશીની પોળમાં આવેલા નાના શ્રીચિંતામણી પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૩. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૪. અખી ડોશીની પોળમાં આવેલા નાના શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

[ १५ ]

सं. १२२१ वर्षे वै. शु. एकादस्यां श्रीब्रह्माणगच्छे श्रीविमल-सूरिसंताने श्रे. प्रद्युम्नसुत आत्मजेन पिता(तृ) श्रेयोर्थं बिंबं कारितम् ।

સં. ૧૨૨૧ના વૈશાખ સુદિ ૧૧ના દિવસે શ્રીબ્રહ્માણગચ્છના શ્રીવિમલસુરિના સંતાનમાં શ્રેષ્ઠી પ્રદ્યુમ્નના પુત્ર આત્મજે પિતાના કલ્યાણ નિમિત્તે પ્રતિમા ભરાવી.

[ १६ ],

सं. १२२१ ज्ये. शुदि १२ श्रीधरभार्यागीश्रेयोर्थं श्रीशांति-नाथबिंबं कारितं ॥

સં. ૧૨૨૧ના જેઠ સુદિ ૧૨ના દિવસે શ્રેષ્ઠી શ્રીધરે પોતાની પત્ની ગીના કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથની પ્રતિમા ભરાવી.

[ १७ ]

संवत १२२१ ज्येष्टवदि १३ सुभंकरसुतेन सुभंकरि माता संपुतिन(नार्थं) प्रतिमा कारिता ।

સં. ૧૨૨૧ના જેઠ વદિ ૧૩ના રોજ શ્રેષ્ઠી શુભંકરના પુત્ર શુભંકરિએ, માતા સંપુનિનાના કલ્યાણ નિમિત્તે (એકલતીર્થી) પ્રતિમા ભરાવી.

---

૧૫. ભણશાળી શેરીમાં આવેલા શ્રીવિમળનાથ ભ૦ના મંદિરમાં ધાતુની ત્રણતીર્થી પરનો લેખ.

૧૬. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૧૭. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીધર્મનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

[ १८ ]

सं. १२३१ · · · · · · · दिलग्राम आल्हणेन · · · · · · · ·
शांतनाथप्रतिमा कारिता ।

સં. ૧૨૩૧માં......દિલ ગામના રહેવાસી શ્રેષ્ઠી આલ્હણે......
શ્રીશાંતિનાથની પ્રતિમા ભરાવી.

[ १९ ]

सं. १२३५ फागुणसुदि २ रणा भा. साउयेन वघू मदोयरि श्रेयोर्थं
श्रीमहावीरबिंबं कारितं प्रतिष्ठितं ब्रह्माणगच्छेय श्रीप्रद्युम्नसूरिभिः ॥कच्छ॥

સં. ૧૨૩૫ના ફાગણ સુદિ ૨ના દિવસે શ્રેષ્ઠી રણા, તેના ભાઈ
સાઉયે, પત્ની મંદોયરીના કલ્યાણ નિમિત્તે શ્રીમહાવીર ભગવાનની પ્રતિમા
ભરાવી અને તેની બ્રહ્માણગચ્છના શ્રીપ્રદ્યુમ્નસૂરિએ પ્રતિષ્ઠા કરી. કચ્છમાં.

[ २० ]

सं. १२३६ आषाढ सु ८ स्वपितृ आमणाममातृरत्नी श्रेयसे
आसडेन श्रीशांतिजिनप्रतिमाकारि प्रतिष्ठिता श्रीआनंदसूरिभिः ॥

સં. ૧૨૩૬ના અષાઢ સુદિ ૮ના રોજ શ્રેષ્ઠી આસડે, પોતાના
પિતા આમણામ અને માતા રત્નીના કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથ
ભગવાનની પ્રતિમા ભરાવી અને તેની શ્રીઆનંદસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૮. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વ-
નાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૯. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાં
ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૨૦. કડિયાવાસમાં આવેલા શ્રીવાસુપૂજ્ય ભ૦ના મંદિરમાં ધાતુની
એકલતીર્થી પરનો લેખ.

[ २१ ]

सं. १२३९ वैशाख शु ६ शुक्रे मोढज्ञातीय । पोहडेन पित्रि कजण · · · · श्रेयोर्थं श्रीमहावीरप्रतिमा कारिता ॥

સં. ૧૨૩૯ના વૈશાખ સુદિ ૬ ને શુક્રવારે મોઢ જ્ઞાતીય શ્રેઠી પોહડે પિતા જજ઼ ...ના કલ્યાણ નિમિત્તે શ્રીમહાવીર ભગવાનની પ્રતિમા ભરાવી.

[ २२ ]

संवत् १२४० श्रीनागेन्द्रगच्छे श्रीविजयदेवसूरिसंताने महावल सुतेन सर्वदेकेन अरिष्टनेमिप्रतिमा कारिता । जासा

સં. ૧૨૪૦માં શ્રીનાગેન્દ્રગચ્છના શ્રીવિજયદેવસૂરિ સંતાનમાં શ્રેઠી મહાબલના પુત્ર સર્વદેવે શ્રીઅરિષ્ટનેમિ ભગવાનની પ્રતિમા ભરાવી. જાસા.

[ २३ ]

संवत् १२४५ वर्षे राहा · · · · · शंकर सुतभार्या उदसिरि श्रेयोर्थं सुत उदयसि श्रीरिषभ · · · · · प्रतिष्टि च ।

સં. ૧૨૪૫માં શ્રેઠી રાહા......શંકરના પુત્રની પત્ની ઉદશ્રીના કલ્યાણનિમિત્તે પુત્ર ઉદયસીએ શ્રીઋષભદેવની પ્રતિમા ભરાવી, પ્રતિષ્ઠિત કરાવી.

---

૨૧. તંબોળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૨૨. તંબોળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી ભ૦ના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૩ ચિંતામણિની શેરીમાં મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

[ २४ ]

सं. १२५८ माव वदि १० श्रीसरवालगच्छे वासुअलेनजि(जन)नी माढा श्रेयोर्थं प्री(प्र)तमां(मा) कारिता

સં. ૧૨૫૮ના માહ વદિ ૧૦ના રોજ શ્રીસરવાલગચ્છના શ્રેષ્ઠી વાસુઅલે માતા માઢાના કલ્યાણનિમિત્તે ( પંચતીર્થી ) પ્રતિમા ભરાવી.

[ २५ ]

संवत् १२६३ वर्षे · · · · · · · · · · कारिता ॥

સં. ૧૨૬૩માં......( એકતીર્થી પ્રતિમા ) ભરાવી.

[ २६ ]

संवत १२७० वर्षे · · · · · श्रे० ऊंमा सुत धणसीह श्रेयोर्थं मातृजा · · · · श्रीपार्श्वनाथबिंबं कारापितं प्रतिष्ठितं श्रीदेवेन्द्रसूरिभिः ।

સં. ૧૨૭૦માં શ્રેષ્ઠી ઊંભાના પુત્ર શ્રેષ્ઠી ધણસીહના કલ્યાણ નિમિત્ત માતા જા...એ શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા ભરાવી અને તેની શ્રીદેવેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ २७ ]

संवत् १२८५ ज्येष्टवदि श्रीवायरियगच्छे

સં૦ ૧૨૮૫ના જેઠ વદિમાં શ્રીવાયરિયગચ્છમાં......

---

૨૪. દેસાઈવાડામાં આવેલા શ્રીકલ્યાણપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૫. અંબાવાળી શેરીમાં શ્રીસહસ્રફણા પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકતીર્થી પરનો લેખ.

૨૬. ખજૂરી શેરીમાં આવેલા નાના શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાં ધાતુની ત્રણતીર્થી પરનો લેખ.

૨૭ ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકતીર્થી પરનો લેખ.

[ २८ ]

संवत् १२८६ वर्षे चैत्र सुदि १२ बुधे श्रीदेवानंदितगच्छे श्रे० आपाकेन आत्मश्रेयोर्थं पाप(पार्श्व) कारितं ॥

સં. ૧૨૮૬ના ચૈત્ર સુદિ ૧૨ ને બુધવારે શ્રીદેવાનંદિતગચ્છના શ્રેષ્ઠી આપાકે પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીપાર્શ્વનાથની પ્રતિમા ભરાવી.

[ २९ ]

संवत् १२९२ वर्षे श्रेष्ठि श्रद्धल पुनचंद्रपुत्र पासस तत्पुत्री दे[व्याः] आत्मश्रेयोऽर्थं श्रीमहावीरबिंबं कारितं · · · · · · श्रीदेवप्रभसूरिभिः ॥

સં. ૧૨૯૨માં શ્રેષ્ઠી શ્રદ્ધલ પુનચંદ્રના પુત્ર પાસસે, તેની પુત્રી દેવીના આત્મકલ્યાણ નિમિત્તે શ્રીમહાવીરભગવાનની પ્રતિમા ભરાવી અને તેની શ્રીદેવપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરાવી.

[ ३० ]

सं. १२९४ वर्षे ज्येष्ट · · · · · · वहणदे · · · · · · कारितं · · · · · · प्रतिष्ठितं च

સં. ૧૨૯૪ના જેઠ......વહણદે......( એકતીર્થી પ્રતિમા ) ભરાવી અને તેની પ્રતિષ્ઠા કરાવી.

---

૨૮. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

૨૯. અંબાવાળી શેરીમાં આવેલા સહસ્રફણા શ્રીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની ત્રિતીર્થી પરનો લેખ

૩૦. કડવામતીની શેરીમાં આવેલા શ્રીકુંથુનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકતીર્થી પરનો લેખ

सं. १२९७ वर्षे · · · · · · पितृमातृ आत्माश्रेयोर्थं देनलं। प्रणति च कारितं प्रतिष्ठितं श्रीधर्मघोषसूरिभिः ।

સં. ૧૨૯૭માં.....શ્રેષ્ઠી દેનલે પિતા-માતાના કલ્યાણ નિમિત્તે (ત્રિતીર્થી) પ્રતિમા ભરાવી અને તેની શ્રીધર્મઘોષસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३२ ]

सं. १३०१ फागु. शु. ४ गुरौ चंद्रगच्छे वसवलवर्द्धनीयपिता आसधर मातृ पाजमतसुतकाल · · · बिंबं कारिता प्र. श्रीपद्मप्रभसूरिभिः

સં. ૧૩૦૧ના ફાગણ સુદિ ૪ ને ગુરુવારે ચંદ્રગચ્છના વસવલ અને વર્ધનીયના પિતા આસધર અને માતા પાજમત(તી)એ પુત્ર કલ... (ના કલ્યાણ નિમિત્તે) બિંબ-પ્રતિમા ભરાવી અને તેની શ્રીપદ્મપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३३

सं. १३०४ वैशाप सुदि १३ शुक्रे श्रीमालीय श्रे. वयजासूक · · · · · · · श्रेयोर्थं सुत मदनेन बिंबं कारितं प्रतिष्ठितं च कारणऊंद्रा श्रीविनयप्रभसूरिभिः ॥

સં. ૧૩૦૪ના વૈશાખ સુદિ ૧૩ ને શુક્રવારે...શ્રીમાલીય શ્રેષ્ઠી વયજા સૂક......ના કલ્યાણ નિમિત્તે તેમના પુત્ર મદને પ્રતિમા ભરાવી અને તેની શ્રીવિનયપ્રભસૂરિએ કારણઉંદ્રામાં પ્રતિષ્ઠા કરી.

---

૩૧. ગલાશેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વર ભ૦ના મંદિરમાં ધાતુની ત્રિતીર્થી પરનો લેખ.

૩૨. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ

૩૩. ચિંતામણિની શેરીમાં મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

[ ३४ ]

संवत् १३०५ वर्षे तिथौ १२ वुधे · · · · · · केन · · · · · कारितं प्रतिष्ठितं त श्रीउदयप्रभसूरि । श्रीमाहावीर

સં. ૧૩૦૫ના ૧૨ ને બુધવારે એકે..............શ્રીમહાવીરની પ્રતિમા ભરાવી અને તેની શ્રીઉદયપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી

[ ३५ ]

सं. १३०६ वर्षे फागु शु. २ शाल्लकज्ञातीय सु. मडालिकेन पितृ सान्हा पर. धरसिंह मातृ · · · · · श्रेयोर्थं श्रीचंद्रप्रभबिंबं कारित श्रीजीवाणंदसूरि प्रतिष्ठिताभिः ।

સં. ૧૩૦૬ના ફાગણ સુદિ ૨ના રોજ શાલ્લક જ્ઞાતીય પિતા સાન્હા, પરપિતા ધરસિંહ અને માતા...ના કલ્યાણ નિમિત્તે પુત્ર મડાલિકે શ્રીચંદ્રપ્રભસ્વામીની પ્રતિમા ભરાવી અને તેની શ્રીજીવાણંદસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३६ ]

सं. १३१२ वर्षे वि(वै)शापवदि ४ · · · · · · सुत गांगाकेन भार्या सितदेवि श्रेयोर्थं श्रीपार्श्वनाथबिंबं कारितं प्रतिष्ठितं चित्रगच्छे श्रीयशोदेवसूरिपट्टे श्रीदेवेन्द्रसूरिभिः ।

સં. ૧૩૧૨ના વૈશાખ સુદિ ૪ના રોજ .....પુત્ર ગાંગાએ પત્ની સિતદેવીના કલ્યાણ નિમિત્તે શ્રીપાર્શ્વનાથની પ્રતિમા ભરાવી અને તેની ચૈત્રગચ્છના શ્રીયશોદેવસૂરિના પટ્ટધર શ્રીદેવેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૩૪. તંબોળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ

૩૫. ભાની પોળમાં આવેલા શ્રીધર્મનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૩૬. ચિંતામણિની શેરીમાં મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

[ ३७ ]

सं. १३१६ माघ व. २ सोमे श्रीमालअडईआगोत्रे पितामही मोहण · · · श्रीशांतिनाथः कारित' प्र. थारापद्रीय श्रीसर्वदेवसूरिभिः ॥

સં. ૧૩૧૬ના મહા વદિ ૨ ને સોમવારે શ્રીમાળી અડઈયાગોત્રીય પિતા મહીમોહણુ.........શ્રીશાંતિનાથની પ્રતિમા ભરાવી અને તેની થારાપદ્રીય શ્રીસર્વદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३८ ]

सं. १३१८ वर्षे ज्येस्ट(ष्ठ) शुदि १३ गुरावद्ये(द्ये)ह महेसुरग्राम वास्तव्य आभू सुत व्य. गुणपाल तस्य सुत व्य. सहजावा · · · · · · पितुः श्रेयोर्थं श्रीअजितनाथबिंबं · · · · ·

સં. ૧૩૧૮ના જેઠ સુદિ ૧૩ ને ગુરુવારે વર્તમાનમાં મહેસુરગામના રહીશ શ્રેષ્ઠી આભૂ, તેમના પુત્ર વ્ય૦ ગુણપાલ, તેમના પુત્ર વ્ય૦ સહજાએ...પિતાના કલ્યાણુ નિમિત્તે શ્રીઅજિતનાથની પ્રતિમા ભરાવી...

[ ३९ ]

सं. १३२१ वर्षे श्रावण वदि १३ गुरावद्ये(द्ये)ह श्रीपत्तनवास्तव्य श्रीश्रीमालज्ञातीय ठ. आल्हण सुत ठ. · · · श्रेयोर्थं · · · ·

સં. ૧૩૨૧ના શ્રાવણુ વદિ ૧૩ ને ગુરુવારે વર્તમાનમાં શ્રીપાટણુના રહીશ શ્રીશ્રીમાલીજ્ઞાતીય આલ્હણના પુત્ર ઠ૦......ના કલ્યાણુ નિમિત્તે...

---

૩૭. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૩૮. તંબોળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરના ભોંયરામાં આપણી ડાબી બાજુના કાઉસગ્ગિયાની ગાદી પરનો લેખ.

૩૯. તંબોળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં આપણી જમણી બાજુના આરસના કાઉસગ્ગિયા પરનો લેખ.

[ ४० ]

संवत् १३३२ ज्येष्ठ(ष्ठ) वदि १ श्रीपार्श्वनाथप्रतिमा श्रीजिनेश्वर सूरिशिष्य श्रीजिनप्रबोधसूरिभिः प्रतिष्ठिता कारिता च नवलक्ष · · · · · श्रावकेण स्वपितृ हरिपाल मातृ पद्मश्रि(णी) श्रेयोर्थं ।

સં. ૧૩૩૨ના જેઠ વદિ ૧ના રોજ નવલખી...શ્રાવકે તેમના પિતા હરિપાલ અને માતા પદ્મિણીના કલ્યાણ માટે શ્રીપાર્શ્વનાથની પ્રતિમા ભરાવી અને તેની શ્રીજિનેશ્વરસૂરિના શિષ્ય શ્રીજિનપ્રબોધસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ४१ ]

सं. १३३७ ज्येष्ट(ष्ठ) सु ११ श्री गु(?) दंतीयगच्छे श्रीविमलाचार्य संताने श्रे. हरिचंद्र तिहणयसि जाझण · · · · · · · · पार्श्वबिंबं का० प्र० श्रीहरिभद्रसूरि[णा] ॥

સં. ૧૩૩૭ના જેઠ સુદિ ૧૧ના શ્રીગુદંતીય (ગુદોચ ?) ગચ્છીય શ્રીવિમલાચાર્યના સંતાનીય શ્રેઠી હરિચંદ, તિહણયસિ, ઝાઝણ...... શ્રીપાર્શ્વનાથની પ્રતિમા ભરાવી અને તેની શ્રીહરિભદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ४२ ]

" सं. १३४४ श्री गच्छे श्रीमालज्ञातीय बाई लीलाश्रेयोर्थं · · · · क. · · · · श्रीबुद्धिसागरसूरिभिः ॥

સં. ૧૩૪૪ના......ગચ્છની શ્રીમાલજ્ઞાતીય બાઈ લીલાના કલ્યાણ નિમિત્તે...પ્રતિમા ભરાવી અને તેની શ્રીબુદ્ધિસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૪૦. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૪૧. તંબોળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૪૨. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

[ ४३ ]

सं. १३५३ वर्षे · · · · · श्रेयसे · · · · · · श्रीपार्श्वनाथबिंबं कारितं च · · · · श्रीपासचंद्रसूरिभिः ।

સં. ૧૩૫૩માં......કલ્યાણ માટે શ્રીપાર્શ્વનાથની પ્રતિમા ભરાવી અને તેની શ્રીપાસચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ४४ ]

संवत् १३५४ वर्षे ज्येष्ट(ष्ठ) सुदि १३ रवौ सा. लालण भार्या लालणदे श्रेयोर्थं पुत्र · · · · आदिनाथबिंबं कारितं प्रतिष्टि(ष्ठि)तं च ।

સં. ૧૩૫૪ના જેઠ સુદિ ૧૩ ને રવિવારે શા. લાલણની ભાર્યા લાલણદેના કલ્યાણ નિમિત્તે તેમના પુત્ર...આદિનાથની પ્રતિમા ભરાવી અને તેની પ્રતિષ્ઠા કરાવી.

[ ४५ ]

सं. १३५४ वर्षे ज्येष्ट वदि ५ शुक्रे श्रीमालज्ञातीय पितृ च० वीरम मातृ वीकल्देविश्रेयोर्थं सुत रतनपालेन श्रीरिषभनाथबिंबं कारितं प्रति. श्रीदिवाणंदसूरि शिष्य श्रील्लतप्रभसूरिभिः ॥

સં. ૧૩૫૪ના જેઠ વદિ ૫ ને શુક્રવારે શ્રીમાલજ્ઞાતીય પિતા ચ૦ વીરમ અને માતા વીકળદેવીના કલ્યાણ નિમિત્તે પુત્ર રતનપાલે શ્રીઋષભનાથની પ્રતિમા ભરાવી અને તેની શ્રીદિ(દે)વાણંદસૂરિના શિષ્ય શ્રીલલિતપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૪૩. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૪૪. ગેલા શેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વર ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૪૫ પરામાં આવેલા શ્રીધર્મનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

[ ४६ ]

सं. १३५७ वर्षे वैसा. वदि ५ गुरौ श्रीश्रीमालज्ञातीय श्रे० मालदेव सुत श्रे० भीमकेन मातृ आन्हणदे वीरबिंबं कारितं । प्रतिष्ठितं श्रीअमरचंद्रसूरिभिः ॥

સં ૧૩૫૭ના વૈશાખ વદિ ૫ ને ગુરવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી માલદેવના પુત્ર ભીમાએ માતા આલ્હણદે [ ના કલ્યાણ નિમિત્તે ] શ્રીવીર ભગવાનની પ્રતિમા ભરાવી અને તેની શ્રીઅમરચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ४७ ]

स. १३६५ वर्षे ज्येष्ट शु. ५ श्रे. आजड पु. राजा · · · · · भा० ल्हणादे पु० समराकेन · · · · · · · श्रीपार्श्वनाथबिंबं का. प्र. श्रीमहेन्द्रसूरिपट्टे श्रीअभयदेवसूरिभि ॥

સ. ૧૩૬૫ના જેઠ સુદિ ૫ના રોજ શ્રેઠી આજડ, તેમના પુત્ર રાજા ...તેમની ભાર્યા લૂણાદે, તેમના પુત્ર સમરાએ...શ્રીપાર્શ્વનાથની પ્રતિમા ભરાવી અને તેની શ્રીમહેન્દ્રસૂરિના પટ્ટધર શ્રીઅભયદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ४८ ]

सं. १३६८ माघ सुदि १५ बुधे पीपल · · · · · · पितृ सामा मातृ अमलादेविश्रेयसे · · · · · वेधालाचार्य श्रीरत्नचंद्रसूरिभिः ।

સં. ૧૩૬૮ના મહા સુદિ ૧૫ ને બુધવારે પીપલ......પિતા

---

૪૬. ભોયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૪૭ ભણશાળી શેરીમાં આવેલા શ્રીવિમળનાથ ભ૦ના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૪૮. અખી ડોશીની શેરીમાં આવેલા નાના શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

[ ૧૭

સામા અને માતા અમલાદેવીના કલ્યાણ નિમિત્તે.........વેધાલાચાર્ય શ્રીરત્નચંદ્રસૂરિએ [ એ પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. ]

[ ४९ ]

सं. १३८० वैशाख व. ५ गरौ · · · · · · · वालज्ञातीय सा• माल्हेन पितृ आल्हाकस्य मातु' श्रेयसे श्रीपार्श्वनाथबिंबं कारिता प्रतिष्ठितं श्रीमलधारीगच्छे श्रीश्रीतिलकसूरिभिः ।

સં. ૧૩૮૦ના વૈશાખ વદિ ૫ ને ગુરુવારે...વાલજ્ઞાતીય સા. માલ્હએ તેમના પિતા આલ્હાક અને માતાના કલ્યાણ નિમિત્તે શ્રીપાર્શ્વનાથની પ્રતિમા ભરાવી અને તેની શ્રીમલધારીગચ્છના શ્રીતિલકપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ५० ]

संवत् १३८१ व। वैशाख वदि १ · · · · श्रीमालज्ञातीय पितृ सींगारपाल मातृ · · · · · देविश्रेयोर्थं सु. · · · · · · बिंबं कारितं श्रीपूर्णिमापक्षे श्रीरत्नसागरसूरीणामुपदेशेन । श्रीः ॥

સં. ૧૩૮૧ના વૈશાખ વદિ ૧ના રોજ શ્રીમાલજ્ઞાતીય પિતા સીંગાર પાલ અને માતા...દેવીના કલ્યાણ નિમિત્તે તેમના પુત્ર...પ્રતિમા ભરાવી અને તેની પૂર્ણિમા પક્ષના શ્રીરત્નસાગરસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી.

---

૪૯. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાં ધાતુનો એકલતીર્થી પરનો લેખ.

૫૦. સોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

[ ५१ ]

सं. १३८७ वर्षे ज्येष्ट शुदि १३ सोमे श्रे. भीम भा. कपूरदे पु. सहजपालेन भा. कहूसहितेन श्रीआदिनाथबिंबं का. प्र. श्रीविजयभद्रसूरिभिः ॥

સં. ૧૩૮૭ના જેઠ સુદિ ૧૩ ને સોમવારે શ્રેષ્ઠી ભીમ, તેમની ભાર્યા કપૂરદે, તેમના પુત્ર સહજપાલે પત્ની કડૂની સાથે શ્રીઆદિનાથની પ્રતિમા ભરાવી અને તેની શ્રીવિજયભદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ५२ ]

संवत् १३८८ वर्षे ज्येष्ट सुदि १० ······ श्रीमालज्ञातीय श्रे० ············ श्रीआदिनाथबिंबं कारिता प्रतिष्ठित ···· सूरिभिः ॥

સં. ૧૩૮૮ના જેઠ સુદિ ૧૦ના રોજ શ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી...... શ્રીઆદિનાથની પ્રતિમા ભરાવી અને તેની......પ્રતિષ્ઠા કરી.

[ ५३ ]

सं. १३९९ माघ शुदि ······ मातृश्रेयोर्थं श्रीशांतिनाथबिंबं कारितं प्रतिष्टि(ष्ठि)तं ज ····· सूरि(री)णामुपदेशेन ॥

સં. ૧૩૯૯ના માહ સુદિમાં........માતાના કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથની પ્રતિમા ભરાવી અને તેની......સૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી.

---

૫૧. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ.ના દેરાસરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૫૨. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી ભ૦ના દેરાસરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૫૩. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડીપાર્શ્વનાથ ભ૦ના દેરાસરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

सं. १३ · · · · · माघ सुदि ७ रवौ · · · · · · मातृ विज्जलदेविश्रेयोर्थं सुत वीरा · · · · · उपदेशेन श्रीसुमतिनाथबिंबं कारितं प्र. श्रीसूरिभि: ।

સં. ૧૩... માહ સુદિ ૭ ને રવિવારે......માતા વિજલદેવીના કલ્યાણ નિમિત્તે પુત્ર વીરાએ.........ના ઉપદેશથી શ્રીસુમતિનાથની પ્રતિમા ભરાવી અને તેની શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ५५ ]

सं. १४०० व ज्येष्ट(ष्ठ) शुदि ५ गुरौ · · · · · · · · श्रेयसे श्रीशांतिनाथबिंबं का. प्र. श्रीशालिभद्रसूरीणा · · · · ॥

સં. ૧૪૦૦ના જેઠ સુદિ ૫ ને ગુરુવારે........કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથ ભગવાનની પ્રતિમા ભરાવી અને તેની શ્રીશાલિભદ્રસૂરિના [ઉપદેશથી] પ્રતિષ્ઠા કરી.

[ ५६ ]

संवत् १४०१ वर्षे माह शुदि २ शनौ श्रीश्रीमालज्ञा० व्य० वाछा भा० वील्हणदे · · · · · · नाथमुख्य चतुर्वि(र्विं)शति पट्ट [:] का. प्र. श्रीपूर्णिमा. श्री · · · · हसूरिपट्टे श्रीवीरभद्रसूरिभिः ॥ त(व)डाविग्रामे ॥

સં. ૧૪૦૧ના મહા સુદિ ૨ ને શનિવારે શ્રીમાલજ્ઞાતીય વ્ય. વાછા, તેમની ભાર્યા વીલ્હણદે.........નાથ જેમાં મુખ્ય છે એવો

---

૫૪. ભણશાળી શેરીમાં આવેલા શ્રીવિમળનાથ ભ૦ના દેરાસરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૫૫. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાં ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૫૬. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાં ધાતુની ચોવીસી પરનો લેખ.

सं. १५०८ वर्षे आषाढ शुदि १० सोमे श्रीओएस वंशे लालण शाखायां सा० महेणा भार्या महणदे पुत्र सा० पेथड श्रावकेण भार्या देल्हू । पुत्र देवत्ता डामरा माणा सहितेन श्रीअंचलगच्छे गुरुश्रीजयकेसरि(र)सूरीणामुप० निजश्रेयसे श्रीपद्मप्रभबिंबं का. प्र. संघेन ।

સં. ૧૫૦૮ના અષાડ સુદિ ૧૦ ને સોમવારે શ્રીઉકેશવંશીય, લાલણશાખીય શા૦ મહેણા, તેમની ભાર્યા મહણદે, તેમના પુત્ર શા. પેથડ શ્રાવકે, તેમની ભાર્યા દેલ્હૂ, તેમના પુત્રો દેવત્તા, ડામરા અને માણાની સાથે શ્રીઅંચલગચ્છીય ગુરુ શ્રીજયકેસરસૂરિના ઉપદેશથી પોતાના કલ્યાણ માટે શ્રીપદ્મપ્રભસ્વામીનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી.

[ १५४ ]

सं. १५०८ वर्षे वैशाख शु. ३ प्राग्वा[ट] ज्ञातीय श्रे. हरीया भा. मानूसुत नायक भा. शाणीसुत हेदा भा. मरगदे कुटुंबयुतेन स्वश्रेयोर्थं श्रीआदिनथबिंबं कारितं प्रतिष्ठितं तपागच्छे श्रीसोमसुंदरसूरिशिष्य श्रीरत्नशेखरसूरिभिः ।

સં. ૧૫૦૮ના વૈશાખ સુદિ ૩ના રાજ પ્રાગ્વાટજ્ઞાતીય શ્રેષ્ઠી હરીયા, તેમની ભાર્યા માનૂ તેમના પુત્ર નાયકે, તેમની ભાર્યા શાણી, તેમના પુત્ર હેદા, તેમની ભાર્યા મરગદે આદિ કુટુંબ સાથે પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીઆદિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીસોમસુંદરસૂરિના શિષ્ય શ્રીરત્નશેખરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૫૩. ખજૂરીની શેરીમાં આવેલા નાના શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૫૪. ભાની પોળમાં આવેલા શ્રીશીતળનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

मं. १५०८ वर्षे मागसिर वदि २ दिने वडालियागोत्रे स.(मं.) वीका भा. वीकमसिरी पु० सा० · · · · · केन भा. · · · · · श्री यु. नरपतियुतेन स्वपुण्यार्थं श्रीसंभवनाथबिंबं का. प्र. श्रीमलधारिगच्छे श्री-गुणसुंदरसूरिभिः ॥

સં. ૧૫૦૮ના માર્ગશીર્ષ વદિ ૨ના દિવસે વડાલિયા ગોત્રીય સં. વીકા, તેમની ભાર્યા વિક્રમસિરી, તેમના પુત્ર સા૦.........એ, તેમની પત્ની.........નરપતિની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીસંભવ-નાથ ભગવાનનુ બિંબ ભરાવ્યુ અને તેની શ્રીમલધારીગચ્છના શ્રીગુણ સુંદરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ १५६ ]

सं. १५०९ वर्षे कार्त्तिक सुदि. १३ दिने ऊकेशवंशे भणसाली-गोत्रे मं. सुहडा सुत मं. सादा भार्या सहजलदे सुत मं. सोमसींहेन भार्या दूल्हादे पुत्र मं. मदन तत्पुत्र मं. ठाकुरसी प्रमुख परिवारयुतेन श्रीमहावीरबिंबं स्वश्रेयोर्थं कारितं प्रतिष्ठितं श्रीखरतरगच्छे श्रीजिनराजसूरि-पट्टे श्रीजिनभद्रसूरिभिः ॥

સં. ૧૫૦૯ના કાર્તિક સુદિ ૧૩ના દિવસે ઊકેશવંશીય, ભણસાળીગોત્રીય ભંડારી સુહડાના પુત્ર ભં૦ સાદા, તેમની ભાર્યા સહજલદે, તેમના પુત્ર ભં૦ સોમસીહે, તેમની ભાર્યા દૂલ્હાદે, તેમના પુત્ર ભં૦ મદન, તેમના પુત્ર ભં૦ ઠાકુરસી વગેરે પરિવાર સાથે શ્રીમહાવીરસ્વામીનું બિંબ પોતાના કલ્યાણ માટે ભરાવ્યુ અને તેની શ્રીખરતરગચ્છીય શ્રીજિનરાજસૂરિના પટ્ટધર શ્રીજિનભદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૫૫. ઘેલા શેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૫૬. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વ-નાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

[ १५७ ]

सं. १५०९ वर्षे वैशाप शुदि १३ शुक्रे प्राग्वाट म. मादे भा. भरमादे सुत समधरा नासणा वासणा मं. मासणेन भा. रनू सहितेन पितृमातृश्रेयोर्थं श्रीविमलनाथबिंबं का. प्रतिष्ठितं श्रीकोरंटगच्छे श्रीकक्कसूरिपट्टे । श्रीसावदेवसूरिभि॰ ॥ छ ॥ श्री

સં. ૧૫૦૯ના વૈશાખ સુદિ ૧૩ ને શુક્રવારે પ્રાગ્વાટજ્ઞાતીય મંત્રી ભાદે, તેમની ભાર્યા ભરમાદે, તેમના પુત્ર સમધરા, નાસણ, વાસણ અને મંત્રી માસણે, તેમની ભાર્યા રનૂની સાથે, તેમના માતાપિતાના કલ્યાણ નિમિત્તે શ્રીવિમલનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીકોરંટગચ્છીય શ્રીકક્કસૂરિના પટ્ટધર શ્રીસાવદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ १५८ ]

संवत् १५०९ वर्षे कार्त्तिक सुदि ३ गुरौ ॥ ऊकेशवंशे भ. भीमा सुत भ. दसराज भा. जीविणि पुत्र भ. महिपति सोनपाल सहिताभ्यां आत्मपुण्यार्थं श्रेयोर्थं श. चतुर्विंशति पट्टः । कारितः प्रतिष्ठितं श्री खरतरगच्छे श्रीश्रीजिनभद्रसूरिभिः श्री अनंतनाथबिंबं

સં. ૧૫૦૯ના કાર્તિક સુદિ ૩ ને ગુરુવારે ઊકેશવંશીય ભ૦ ભીમા, તેમના પુત્ર ભ૦ દસરાજ, તેમની ભાર્યા જીવિણિ, તેમના પુત્ર ભ૦ મહિપતિ અને સોનપાલ સાથે પોતાના આત્મકલ્યાણ માટે શ૦ ચતુર્વિંશતિ (ચોવીસી)નો પટ્ટ શ્રીઅનંતનાથ ભગવાન સાથેનો કરાવ્યો અને તેની ખરતરગચ્છીય શ્રીજિનભદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૫૭ ઘેના શેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૫૮. બ્રમાવાળી શેરીમાં આવેલા શ્રીસહસ્રફણા પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં ધાતુની ચોવીસી પરનો લેખ

सवत् १५०९ वर्षे श्रीश्रीमालज्ञातीय श्री. मूल्ह भा. माणिकदे सु. आजा भा. तेजू देवर कडुआ भा. कील्हणदे सु. हीराके निमामि(र्मापि) त श्रीपद्मप्रभबिंबं कारित प्रतिष्ठितं श्रीसूरिभि ॥

સં ૧૫૦૯મા શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રી મૂલ્હ, તેમની ભાર્યા માણિકદે, તેમના પુત્ર આજા, તેમની ભાર્યા તેજૂ, તેનો દિયર કડુઆ, કડુઆની ભાર્યા કીલ્હણદે તેમના પુત્ર હીરાએ શ્રીપદ્મપ્રભસ્વામીનું બિંબ નિર્માણ કર્યું અને તેની શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી

[ १६० ]

स. १५०९ वर्षे महा शुदि १० उ छाजहडगोत्रे श्रीपल्लिय छोरां. पीमपाल पु ⋯⋯ ना भा. सपूरी पु. नयणा भा. नयणादे आत्म. श्रीश्रेयासबिंब कारितं पुण्यार्थं प्र. श्रीयशोदेवसूरिभि ॥

સં. ૧૫૦૯ના મહા સુદિ ૧૦ના [રોજ] ઉ૦ છાજહડગોત્રીય શ્રીપલ્લિય છોરાં, ખીમપાલ, પુ.... .ના તેમની ભાર્યા સપૂરી, તેમના પુત્ર નયણા, તેમની ભાર્યા નયણાદેએ પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીશ્રેયાસનાથ ભગવાનનું બિંબ ભરાવ્યુ અને તેની શ્રીયશોદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૫૯. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૬૦. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડી પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

[ १६१ ]

सं. १५०९ वर्षे वैशाप मासे उप. ज्ञातीय जोसी भा. मटी सुत रावत्तेन मातु श्रेयसे श्रीसुविधिनाथबिंब कारितं प्रतिष्टित जीरापल्लीयगच्छे . . . . . . . . . . .

સં ૧૫૦૯ના વૈશાખ માસમાં ઉપકેશજ્ઞાતીય જોશી, તેમની ભાર્યા મટી, તેમના પુત્ર રાવતે, માતાના કલ્યાણ નિમિત્તે શ્રીસુવિધિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીજીરાપલ્લીયગચ્છના .. .. પ્રતિષ્ઠા કરી

[ १६२ ]

सवत् १५१० वर्षे मागसर सु १० प्राग्वाट ज्ञातीय म. कडूआ भार्या पाची पुत्र तेजाकेन भार्या वाल्हीसुतेनात्मश्रेयोर्थं श्रीपार्श्वनाथबिंब कारित प्रतिष्टित श्रीतपागच्छनायक श्रीसोमसुंदरसूरिशिष्य श्रीरत्नशेखरसूरिभि शुभं भवतु ॥ श्री श्रीपत्तनवास्तव्य ॥

સં ૧૫૧૦ના માગશર સુદિ ૧૦ના રોજ પ્રાગ્વાટજ્ઞાતીય પાટણના રહેવાસી મ૦ કડૂઆ, તેમની ભાર્યા પાચી, તેમના પુત્ર તેજાએ, તેમની ભાર્યા વાલ્હીની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છનાયક શ્રીસોમસુંદરસૂરિ, તેમના શિષ્ય શ્રીરત્નશેખરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૬૧ ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

૧૬૨ ભાની પોળમાં આવેલા શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

[ १६३ ]

स. १५१० माघ सुदि ५ शुक्रे श्रीश्रीमा. ज्ञा. महा. मेथा(धा) भा. पोमादे सुतन · · · · · · पि. श्रे. श्रीचद्रप्रभस्व(स्य)बिंबं का. प्र. श्रीचैत्रगच्छे भ. श्रीमलयचद्रपटे श्रील्क्ष्म(क्ष्मी)सागरेण ।

સ ૧૫૧૦ના મહા સુદિ ૫ ને શુક્રવારે શ્રીમાલજ્ઞાતીય મહા૰ (મહામાત્ય ?) મેધા, તેમની ભાર્યા પોમાદે, તેમના પુત્ર ન . ..... પિતાના કલ્યાણ નિમિત્તે શ્રીચદ્રપ્રભસ્વામીનુ બિબ ભરાવ્યુ અને તેની શ્રીચૈત્રગચ્છના ભટ્ટારક શ્રીમલયચદ્રસૂરિના પટ્ટધર શ્રીલક્ષ્મીસાગરે પ્રતિષ્ઠા કરી

[ १६४ ]

स. १५१० वर्षे फागुण वदि ८ बु. श्री उ. ज्ञातीय व्य. छेल्उ क. घाधलदे सुत माला भा. मान्हणदेव्या सहितेन भ्रातृ मघा पुण्यार्थं आत्मश्रेयसे श्रीसुमतिनाथपचतीर्थी का. प्र. श्रीसांडेरवालगच्छे श्रीशातिसूरि सत्यपुरवास्तव्य ।

સ ૧૫૧૦ના ફાગણ વદિ ૮ ને બુધવારે શ્રીઉપકેશજ્ઞાતીય સત્યપુર (સાચોર)ના રહીશ વ્ય૰ છેલઉ, તેમની ભાર્યા ધાધલદે, તેમના પુત્ર માલા, તેમની ભાર્યા માલ્હણદેવીની સાથે, ભાઈ મઘાના પુણ્યાર્થે અને પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીસુમતિનાથ ભગવાનની પચતીર્થી ભરાવી અને તેની શ્રીસાંડેરવાલગચ્છના શ્રીશાતિસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૬૩ ભોંયરા શેરીમા આવેલા શ્રીમહાવીરસ્વામીના મદિરમાં ધાતુની પચતીર્થી પરનો લેખ

૧૬૪ ખબાવાળા શેરીમા આવેલા શ્રીશામળા પાર્શ્વનાથના મદિરમા ધાતુની પચતીર્થી પરનો લેખ.

[ १६५ ]

सं. १५१० वर्षे वैशाष सुदि ३ सोम श्रीमालवंशे सं. नायक भार्या मधू सु. भोजा बजा सिहासुश्रावके[न]निजपितु[:]श्रेयोर्थं श्रीअंचल-गच्छे श्रीजयकेसरि(र)सूरीणामुपदेशेन विमलनाथबिंबं कारितं प्रतिष्ठितं च श्रीसंघेन

સં. ૧૫૧૦ના વૈશાખ સુદિ ૩ ને સોમવારે શ્રીમાલવંશીય સંઘવી નાયક, તેમની ભાર્યા મધૂ, તેમના પુત્ર ભોજા, બજા, સિહા સુશ્રાવકે પોતાના પિતાના કલ્યાણ નિમિત્તે શ્રીઅંચલગચ્છીય શ્રીજયકેસરસૂરિના ઉપદેશથી શ્રીવિમલનાથનુ બિંબ ભરાવ્યું અને તેની શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી.

[ १६६ ]

सं. १५१० वर्षे ज्येष्ट(ष्ठ) सु. २ बुधे उकेशवंशे चोपडागोत्रे सा. वरसिंग भा. सोपू पुत्र सा. गणपत सं. धणपतिभ्यां भा. माई भा. हर्षू पु. सा. पूंनसी युताभ्यां श्रीपद्मप्रभबिंबं का. खरतरगच्छे श्रीजिन-चंद्रसूरिपट्टेश्री ......

સં. ૧૫૧૦ના જેઠ સુદિ ૨ ને બુધવારે ઊકેશવંશીય, ચોપડાગોત્રીય શા. વરસિંગ, તેમની ભાર્યા સોપુ, તેમના પુત્ર શા. ગણપત અને સં૦ ધણપતિએ [ક્રમશઃ] ભાર્યા માઈ અને ભાર્યા હર્ષુ અને પુત્ર પૂંનસીની સાથે શ્રીપદ્મપ્રભસ્વામીનું બિંબ ભરાવ્યું અને તેની ખરતર-ગચ્છીય શ્રીજિનચંદ્રસૂરિના પટ્ટધર શ્રી.........એ પ્રતિષ્ઠા કરી.

૧૬૫. બંબાવાળી શેરીમાં આવેલા શ્રીસહસફણા પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૬૬. તંબોળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી (ચૌમુખજી)ના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

[ १६७ ]

सवत् १५१० वर्षे ज्येष्ट(ष्ठ) सुदि ३ गुरु श्रीश्रीमालज्ञातीय पितृ काला मातृ कामल्दे श्रेयार्थं सुत भोजाकेन सरावणेन श्रीशातिनाथबिंब कारित श्रीपूर्णिमापक्षीय श्रीसाधुरत्नसूरीणामुपदेशेन प्रतिष्टि(ष्ठि)त विधिना सातल्प · · · · · ।

स १५१०ના જેઠ સુદિ ૩ ને ગુરુવારે સાંતનપ (પુ) [રના રહેવાસી] શ્રીશ્રામાલજ્ઞાતીય પિતા કાલા અને માતા કામનદેના કલ્યાણ નિમિત્તે તેમના પુત્ર ભોજાએ અને સરાવણે શ્રીશાતિનાથનુ બિબ ભરાવ્યુ અને તેની શ્રીપૂર્ણિમાપક્ષના શ્રીસાધુરત્નસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કરી

[ १६८ ]

सवत् १५१० वर्षे आपाढ शु. ५ रवौ ओसवशे सा तोल्या भार्या सोहिणि सु सामल भा माणिकदेनिमित्त सुत · · · · · दि कुटुम्बश्रेयोर्थं श्रीआदिनाथादि चतुर्विंशतिपट्ट का. श्रीपूर्णिमापक्षी भट्टा. श्रीसागरतिलकसूरीणामुपदेशेन प्रतिष्टि (ष्ठित) ।

स १५१०ના અષાડ સુદિ ૫ ને રવિવારે ઓશવશના શા તોલ્યા, તેમની ભાર્યા સોહિણિ તેમના પુત્ર સામલ તેમની ભાર્યા માણિકદેના [પુણ્ય] નિમિત્તે, તેમના પુત્ર એ કુટુબના કલ્યાણ માટે શ્રીઆદિનાથ વગેરેનો ચતુર્વિંશતિ પટ્ટ કરાવ્યો અને તેને પૂર્ણિમા પક્ષના ભટ્ટા ક શ્રીસાગરતિલકસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠિત કર્યો.

૧૬૭ તળોળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી (ચૌમુખજી)ના મદિરમાં ધાતુની પચતીર્થી પરનો લેખ

૧૬૮ ભાની પોળમાં આવેલા શ્રીશીતલનાથના મદિરમાં ધાતુની ચોવીશી પરનો લેખ.

संवत् १५११ वर्षे पोप वदि ५ बुधे श्रीब्रह्माणगच्छे श्रीश्रीमाल ज्ञातीयश्रेष्टि(ष्ठि) नरवद भार्या नामलदे सुत सुगर भूंगरकेन मातृपितृश्रे. श्रीअजितनाथबिंबं का. प्र. श्रीश्रीबुद्धिसागरसूरिपट्टे श्रीविमलसूरिभिः ॥ वडउग्रग्रामवास्तव्यः ॥

સં. ૧૫૧૧ના પોષ વદિ ૫ ને બુધવારે વડઉગ્ર ગામના રહેવાસી શ્રીબ્રહ્માણગચ્છીય અને શ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી નરબદ, તેમની ભાર્યા નામલદે, તેમના પુત્ર સુગર અને ભૂંગરે માતા-પિતાના કલ્યાણ નિમિત્તે શ્રીઅજિતનાથ ભગવાનનું બિંબ ભરાવ્યુ અને તેની શ્રીબુદ્ધિસાગરસૂરિના પટ્ટધર શ્રીવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ १७० ]

सं. १५११ वर्षे माघ शुदि १ शुक्रे भाप(ष)तवास्तव्य[०] श्री श्रीमालज्ञातीय श्रे. लीपाक जसमादे सु. सीधांक. करमी सारग क. खमकू महिपाक लीलादे एतै मातृपितृश्रेयसे श्रीशांतिनाथबिंबं कारापितं आगमगच्छे श्रीसिंहदत्तसूरिभिः प्रतिष्टि(ष्ठि)तं ।

સં. ૧૫૧૧ના માઘ સુદિ ૧ ને શુક્રવારે ભાખતના રહેવાસી વ્ય૦ શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી લીપા, [ તેમની ભાર્યા ] જસમાદે, તેમના પુત્રો સીધાક, કરમી, સારગક, ખમકૂ, મહીપાક અને લીલાદે વગેરેએ માતા-પિતાના કલ્યાણ નિમિત્તે શ્રીશાન્તિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની આગમગચ્છના શ્રીસિંહદત્તસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૬૯. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૭૦. ખજૂરીની શેરીમાં આવેલા શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

[ १७१ ]

स. १५११ वर्षे माघ शुदि ५ गुरौ श्रीश्रीमाल ज्ञा. म. मेहाजल भा. तेजू सु. म. धरणाकेन पितृमातृश्रेयोर्थं श्रीशीतलनाथबिंबं श्रीपूर्णिमा० श्रीगुणसमुद्रसूरीणामु[पदेशेन]कारितं प्रतिष्टि(ष्ठि)त च विधिना

स १५११ના માહ સુદિ ૫ ને ગુરુવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય મંત્રી મેહાજલ, તેમની ભાર્યા તેજૂ, તેમના પુત્ર મંત્રી ધરણાએ, માતાપિતાના કલ્યાણ નિમિત્તે શ્રીશીતલનાથ ભગવાનનુ બિંબ પૂર્ણિમા પક્ષના શ્રીગુણસમુદ્રસૂરિના ઉપદેશથી ભરાવ્યુ અને તેની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી.

[ १७२ ]

सवत् १५११ वर्षे माह सुदि ५ शुक्रे उपकेशज्ञातीय धन्नाणी गोष्ठिक भ. पोमा भार्या पामादे पु. वेला भा. वील्हणदे पुत्र समरसिंह सहितेन भ गोत्रनिमित्त(त्त) श्रीसुमतिनाथबिंब कारित प्रतिष्ठित(ष्ठितं) श्रीबृहद्गच्छे भ. कमलप्रभसूरिभि ॥ श्रीपत्तनवास्त · · · ·

स १५११ના માહ સુદિ ૫ ને શુક્રવારે પાટણના રહેનાસી ઉપકેશજ્ઞાતીય ધન્નાણી ગામના ગોષ્ઠિક ભ૦ પોમા, તેમની ભાર્યા પામાદે, તેમના પુત્ર વેલાએ, તેમની ભાર્યા વીલ્હણદે, તેમના પુત્ર સમરસિંહની સાથે ભ૦ ગોત્ર [ગોત્રીના] નિમિત્તે શ્રીસુમતિનાથ ભ૦નું બિંબ ભરાવ્યુ અને તેની બૃહદ્ગચ્છના ભટ્ટારક શ્રીકમલપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી

---

૧૭૧. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

૧૭૨ ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

[ १७३ ]

स. १५११ वर्षे माघ व. १ उकेशज्ञातीय सा. नयणा भा. नयणादे सुत भादा भा. भरमादे सुत नायक भा. नागल्दे फदकू सुत अदा जोगाभ्यां स्वपितृश्रेयसे श्रीवासुपूज्यबिंबं कारितं प्रति. श्रीसूरिभि ॥ श्री ॥

સં ૧૫૧૧ના માહ વદિ ૧ના રોજ ઊકેશજ્ઞાતીય શા નયણા તેમની ભાર્યા નયણાદે, તેમના પુત્ર ભાદા, તેમની ભાર્યા ભરમાદે, તેમના પુત્ર નાયક, તેમની ભાર્યા નાગલદે અને ફદકૂ, તેમના પુત્ર અદા અને જોગાએ પોતાના પિતાના કલ્યાણ નિમિત્તે શ્રીવાસુપૂજ્યસ્વામીનુ બિંબ ભરાવ્યુ અને તેની શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ १७४ ]

स. १५११ वर्षे माघ व० ५ शुक्रे श्रीश्रीमाल ज्ञा. श्रे. गोधा(घा) सु. श्रे. पासड भा. वानू सु. सहसा हासा सहसा भार्या गागीनाम्न्या स्वश्रेयोर्थं जीवितस्वामिश्रीअनतनाथबिंबं श्रीपूर्णिमा श्रीगुणसमुद्रसूरीणामुप. कारितं प्रतिष्ठितं च विधिना ।

સ ૧૫૧૧ના માહ વદિ ૫ને શુક્રવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી ગોધા, તેમના પુત્ર શ્રેષ્ઠી પાસડ તેમની ભાર્યા વાબ્રૂ, તેમના પુત્ર સહસા અને હાસા, તેમાં સહસાની ભાર્યા નામે ગાગીએ પોતાના કલ્યાણ નિમિત્તે જીવિતસ્વામી શ્રીઅનતનાથ ભગવાનનું બિંબ ભરાવ્યુ અને તેની શ્રીપૂર્ણિમાગચ્છીય શ્રીગુણસમુદ્રસૂરિના ઉપદેશથી વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી.

---

૧૭૩ બબાવાળી શેરીમાં આવેલા શ્રીશામળા પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

૧૭૪ ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડી પાર્શ્વનાથના મંદિરમા ધાતુની પંચતીર્થી પરનો લેખ

[ १७५ ]

संवत् १५११ वर्षे फागुण शुदि १२ बुधे श्रीश्रीवंशे मं. अर्जुन भा- श्री[आ]ल्दणादे सु. शिवा भा. वाहना सुश्राविकया सु. हीरासहित चो(या) श्रीअंचलगच्छे गुरुश्रीजयकेसरिसूरीणामुपदेशेन श्रीविमलनाथबिंबं कारितं । प्रतिष्टि(ष्ठि)तं श्रीसायन ॥ श्रीः

સં. ૧૫૧૧ના ફાગણ સુદિ ૧૨ ને બુધવારે શ્રીશ્રીવંશીય મંત્રી અર્જુન, તેમની ભાર્યા શ્રીઆલ્દણાદે, તેમના પુત્ર શિવા, તેમની ભાર્યા વાહના સુશ્રાવિકાએ, પુત્ર હીરાની સાથે શ્રીઅંચલગચ્છીય ગુરુ શ્રીજયકેસરસૂરિના ઉપદેશથી શ્રીવિમલનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને પ્રતિષ્ઠા કરી શ્રીસાયન (?)

[ १७६ ]

सं. १५११ वर्षे ज्येष्ठ वदि ९ रवौ श्रीश्रीमालज्ञातीय श्रे. पुना भार्या रूडी सुत कोला भार्या खरघू पुत्र श्रेष्ठि जापाल भार्या ..... तेन श्रीकुंथुनाथबिंबं का. प्र. श्रीचैत्रगच्छे श्रीगुणदेवसूरिसंताने श्रीजिनदेवसूरिपट्टे भ. श्रीरत्नदेवसूरिभिः ॥ पत्रनक ।

સં. ૧૫૧૧ના જેઠ વદિ ૯ ને રવિવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી પુના, તેમની ભાર્યા રૂડી, તેમના પુત્ર કોલા, તેમની ભાર્યા ખરઘૂ. તેમના પુત્ર શ્રેષ્ઠી જાપાલ તેમની ભાર્યા............એ શ્રીકુંથુનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીચૈત્રગચ્છના શ્રીગુણદેવસૂરિના સંતાનીય શ્રીજિનદેવસૂરિના પટ્ટધર શ્રીરત્નદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી. પત્રનક (?)

---

૧૭૫ અંબાવાળી શેરીમાં આવેલા શ્રીશામળા પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૭૬. ગલા શેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

संवत् १५११ वर्षे आषाढ वदि ९ उकेशवंशे दोसीगोत्रे साह वरसिंघ पुत्र वडुया कडुया राजाश्रावकैः पुत्र लाडण वमू मना युतेन विमलबिंबं कारितं प्रतिष्ठि(ष्ठि)तं श्रीखरतरगच्छे श्रीजिनराजसूरिपट्टे श्री जिनभद्रसूरिराज[न्]द्रैः शुभं भवतु ।

સં. ૧૫૧૧ના અષાડ વદિ ૯ના રોજ ઉકેશવંશીય, દોશીગોત્રીય શાહ વરસિંધ, તેમના પુત્રો બડુયા, કડુયા અને રાજા નામના શ્રાવકોએ, તેમના પુત્રો લાડણ, વમૂ અને મનાની સાથે શ્રીવિમલનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીખરતરગચ્છના શ્રીજિનરાજસૂરિના પટ્ટધર શ્રીજિનભદ્રસૂરિરાજેન્દ્રે પ્રતિષ્ઠા કરી.

[ १७८ ]

संवत् १५१२ वर्षे मार्गसिर सु. १५ सोमे श्रीभावडारगच्छे श्रीश्रीमालज्ञातीय ज्ञा. व्य. माला भा. माल्हणदे पु. सेल भार्या शंमू पु. जूवासहितेन श्रीआदिनाथपंचतीथी पितृमातृनि. स्वपुण्यार्थं का. प्रति. श्रीकालकाचार्य संता. श्रीवीरसूरिभिः ॥

સં. ૧૫૧૨ના માગશર સુદિ ૧૫ ને સોમવારે શ્રીભાવડારગચ્છીય, શ્રીમાલજ્ઞાતીય વ્ય૦ માલા, તેમની ભાર્યા માલ્હણદે, તેમના પુત્ર સેલે, તેમની ભાર્યા શભૂ, તેમના પુત્ર જૂવાની સાથે શ્રીઆદિનાથ ભગવાનની પંચતીર્થી પોતાના કલ્યાણ નિમિત્તે ભરાવી અને તેની શ્રીકાલકાચાર્ય સંતાનીય શ્રીવીરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૭૭ ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

૧૭૮. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

[ १७९ ]

संवत् १५१२ वर्षे माघ सु. ५ रवौ श्रीश्रीमालज्ञातीय मं. सामा भा. सूहवदे सु. सूरा भा. साहादे पितृमातृभ्रातृ छडूआ श्रेयसे म. पांचा गागाभ्या श्रीसंभवनाथमुखचतुर्विंशतिपट्ट' का. श्रीपूर्णि. भीमपल्लीय भ. श्रीपासचंद्रसूरिपट्टे भ. श्रीश्रीजयचंद्रसूरीणामुपदेशेन प्रति. ।

સં ૧૫૧૨ના માહ સુદિ ૫ ને રવિવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય મંત્રી સામા, તેમની ભાર્યા સુહવદે તેમના પુત્ર સૂરા તેમની ભાર્યા સાહાદે, પિતા, માતા અને ભાઈ છડૂઆના કલ્યાણ નિમિત્તે મંત્રી પાંચા અને ગાંગાએ શ્રીસંભવનાથ ભગવાન મુખ્ય છે જેમાં એવો ચતુર્વિંશતિ (ચોવીશી)નો પટ્ટ કરાવ્યો અને શ્રીપૂર્ણિમાપક્ષીય, ભીમપલ્લીય ભટ્ટારક શ્રીપાસચંદ્રસૂરિના પટ્ટધર ભટ્ટારક શ્રીજયચંદ્રસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કરી

[ १८० ]

संवत् १५१२ वर्षे माघ शुदि १० बुधे श्रीश्रीमाल · · · · · · · · · · · · · · · कुटुंबयुतेन · · · · · श्रेयसे श्रीश्रेयांसनाथादिचतुर्विंशतिपट्टः श्रीपूर्णिमापक्षे श्रीगुणसागरसूरि तत्पट्टे श्रीगुणसमुद्रसूरि त. श्रीसुमतिप्रभसूरि तत्पट्टे श्रीपुण्यरत्नसूरीणामुपदेशेन कारितं प्र. विधिना कनीजग्रामे ।

સં. ૧૫૧૨ના માહ સુદિ ૧૦ ને બુધવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય ........ કુટુમ્બની સાથે . . . . કલ્યાણ નિમિત્તે શ્રીશ્રેયાંસનાથ વગેરેનો ચતુર્વિંશતિ-પટ્ટ કરાવ્યો અને તેની પૂર્ણિમાપક્ષીય શ્રીગુણસાગરસૂરિ, તેમના પટ્ટધર શ્રીગુણસમુદ્રસૂરિ, તેમના શિષ્ય શ્રીસુમતિપ્રભસૂરિ, તેમના શિષ્ય શ્રીપુણ્યરત્નસૂરિના ઉપદેશથી કરાવ્યો અને તેની કનીજ ગામમાં વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી.

---

૧૭૯ ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની ચોવીશી પરનો લેખ.

૧૮૦ ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની ખંડિત ચોવીશી પરનો લેખ

सं. १५१२ माघ प्राग्वाट श्रे. पान्हा भार्या अमरी पुत्र श्रे. ठाकुरसिंहेन भार्या अधूपुत्र पदमसी नरपाल पीमसीप्रमुखकुटुंबयुतेन श्री अजितनाथबिंबं कारितं प्रतिष्ठितं तपागच्छे श्रीसोमसुंदरसूरिशिष्य श्रीजयचंद्रसूरिशिष्य श्रीरत्नशेखरसूरिभिः ॥ निघनपुरे ॥

સં. ૧૫૧૨ના માહ મહિનામાં પ્રાગ્વાટવંશીય શ્રેષ્ઠી પાલ્હા, તેમની ભાર્યા અમરી, તેમના પુત્ર શ્રેષ્ઠી ઠાકુરસિંહે, તેમની ભાર્યા અધૂના પુત્ર પદમસી, નરપાલ ખીમસી વગેરે કુટુંબની સાથે શ્રીઅજિતનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીસોમસુંદસૂરિના શિષ્ય શ્રીજયચંદ્રસૂરિ, તેમના શિષ્ય શ્રીરત્નશેખરસૂરિએ નિધનપુરમાં પ્રતિષ્ઠા કરી.

[ १८२ ]

संवत् १५१२ वर्षे फागुण सुदि ८ शनौ । श्रीश्रीमालज्ञातीय सा. सिंघा भार्या ब. सिंगारदे सुत सा. वाछा भार्या ब. राजू सुत सा. महिराज भार्या रीबा माकू पुत्र सा. हांपा पौत्र श्रीरंग श्रीवस भ्रातृ सा. जोगाप्रमुख समस्त कुटुंबसहितेन स्वश्रेयोर्थं त्रयोविंशतिजिनसहितं श्री शीतलनाथबिंबं कारितं । प्रतिष्टि(ष्ठि)तं श्रीश्रीसंघेन ॥ श्रीरस्तु ॥

સં. ૧૫૧૨ના ફાગણ સુદિ ૮ ને શનિવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શા. સિંઘા તેમની ભાર્યા બ૦ સિગારદે, તેમના પુત્ર શા વાછા, તેમની ભાર્યા બ૦ રાજૂ તેમના પુત્ર મહીરાજે, તેમની ભાર્યા રીબા અને માકૂ, તેમના પુત્ર હાંપા, અને પૌત્ર શ્રીરંગ અને શ્રીવસ, તેમજ ભાઈ શા. જોગા વગેરે કુટુંબ સાથે પોતાના કલ્યાણ માટે ત્રેવીશ જિન

૧૮૧. તંબોળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની ચોવીસી પરનો લેખ.

૧૮૨, આરીશ્વની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાં ધાતુની ચોવીશી પરનો લેખ.

સાથેનું શ્રીશીતલનાથ ભગવાનનું [ચોવીશીનું] બિંબ ભરાવ્યું અને તેની શ્રીસંઘે વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી.

[ ૧૮૩ ]

सं. १५१२ प्राग्वाट श्रे. कमा भार्या भोली पुत्र प. हापा भगिनी अर्वू नाम्न्या श्रीवासुपूज्यबिंबं का. प्र. तपा श्रीजयचंद्रसूरिशिष्य श्रीरत्नशेखरसूरि श्रीउदयनंदिसूरिभिः श्रीपत्तने । श्री ।

સં. ૧૫૧૨માં પ્રાગ્વાટવંશીય શ્રેષ્ઠી કમા, તેમની ભાર્યા ભોલી, તેમના પુત્ર હાપા, તેમની બ્હેન નામે અર્બૂએ શ્રીવાસુપૂજ્યસ્વામીનું બિંબ ભરાવ્યું અને શ્રીજયચંદ્રસૂરિના શિષ્ય શ્રીરત્નશેખરસૂરિ અને શ્રીઉદયનંદિસૂરિએ પાટણમાં પ્રતિષ્ઠા કરી

[ ૧૮૪ ]

सं. १५१३ माघ वदि २ शुक्रे श्रीश्रीमालवंशे सं. सउंरा भा. कोई पुत्र सं. लींबा भा. लीलादे पुत्र सं. हरपति सुश्रावकेण तस(स्य) स्वकुटुंबसहितेन भार्या धारूपुण्यार्थं श्रीअंचलगच्छे गुरुश्रीजयकेसरिसूरि उपदेशेन श्रीअभिनंदनस्वामिबिंबं कारितं श्रीसंघेन प्रतिष्टि(ष्ठि)तं च चिरं नंदतु ।

સં. ૧૫૧૩ના માઘ વદિ ૨ ને શુક્રવારે શ્રીશ્રીમાલવંશમાં સં૰ સઉંરા, તેમની ભાર્યા કોઈ, તેમના પુત્ર સં૰ લીંબા, તેમની ભાર્યા લીલાદે, તેમના પુત્ર સંઘવી હરપતિ નામના સુશ્રાવકે, તેના પોતાના કુટુંબ સહિત ધારૂ નામની ભાર્યાના પુણ્યાર્થે શ્રીઅંચલગચ્છીય ગુરુ શ્રીજયકેસરસૂરિના ઉપદેશથી શ્રીઅભિનંદનસ્વામીનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી, તે લાંબા સમય સુધી જયવંત રહો.

---

૧૮૩. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૮૪. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

[ १८५ ]

संवत् १५१३ वर्षे माघ वदि ७ ······ पितृनरा श्रीमातृ हीरादे श्रेयोर्थं भ्रातृ मेला ······ श्रीसंभवनाथबिंबं ······ ···········

સં. ૧૫૧૩ના માહ વદિ ૭ના........પિતા નરા અને માતા હીરાદેના કલ્યાણ નિમિત્તે ભાઈ મેલા.........શ્રીસંભવનાથ ભગવાનનું બિંબ............

[ १८६ ]

संवत् १५१४ माघ दो. टीला भा. मचू सुत चांपाकेन कारितं ··················।

સ. ૧૫૧૪ના માહ મહિનામાં દોશી ટીલા, તેમની ભાર્યા મચૂ, તેમના પુત્ર ચાંપાએ.........ભરાવ્યું.........

[ १८७ ]

सं. १५१४वर्षे देलउलिवासि श्रे. वांण भा. धूरी सु. श्रे. रामाकेन भा. सहजूप्रमुखकुटुंबयुतेन श्रेयसे श्रीसुविधिनाथबिंबं कारितं प्र. तपागच्छाधिराज श्रीरत्नशेखरसूरिभिः ।

સં. ૧૫૧૪માં દેલઉલિના રહેવાસી શ્રેષ્ઠી વાંણ, તેમની ભાર્યા ધૂરી, તેમના પુત્ર શ્રેષ્ઠી રામાએ, તેમની ભાર્યા સહજૂ વગેરેની સાથે કલ્યાણ માટે શ્રીસુવિધિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીતપાગચ્છાધિરાજ શ્રીરત્નશેખરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૮૫ આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૮૬. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૮૭ ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

सनत् १५१४ वर्षे प्राग्वाट सा वीरा पुत्र सा- लींना भार्या तेजू पुत्र सा जीवाकेन स्वश्रेयसे श्रीधर्मनाथबिंब कारित प्रतिष्टि(ष्ठि)त तपा श्रीसोमसुदरसूरिशिष्यश्रीरत्नशेखरसूरि[भि] ॥

સ ૧૫૧૪ના વર્ષમાં પ્રાગ્વાટવંશીય શા વીરા, તેમના પુત્ર શા લીંબા, તેમની ભાર્યા તેજૂ, તેમના પુત્ર શા જીવાએ પોતાના કલ્યાણ માટે શ્રીધર્મનાથ ભગવાનનુ બિંબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય શ્રીસોમસુન્દસૂરિના શિષ્ય શ્રીરત્નશેખરસૂરિએ પ્રતિષ્ઠા કરી

[ १८९ ]

सवत् १५१५ वर्षे माघ शु १ शुक्रे श्रीश्रीमाल्जातीय स देवाई भार्या सुहागदे तत्पुत्र नरसी भार्या वइजू तत्पुत्र सं लाडणेन मातु श्रेयसे स्वश्रेयोर्थं श्रीवासुपूज्यबिंब कारित प्रतिष्टि(ष्ठि)त श्रीमल्धारि गच्छीय श्रीगुणसुदरसूरिभि पत्तनवास्तव्य ॥ श्री ॥

સ ૧૫૧૫ના માહ સુદિ ૧ ને શુક્રવારે પાટણના રહેવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય સ દેવઈ તેમની ભાર્યા સુહાગદે, તેમના પુત્ર નરસી, તેમની ભાર્યા વઈજૂ તેમના પુત્ર સઘવી લાડણે માતાના કલ્યાણ નિમિત્તે અને પોતાના શ્રેય માટે શ્રીવાસુપૂજ્યસ્વામીનુ બિબ ભરાવ્યુ અને તેની શ્રીમલધારીગચ્છીય શ્રીગુણસુન્દરસૂરિએ પ્રતિષ્ઠા કરી

---

૧૮૮ ગોડીજીની ખડકીમા આવેલા શ્રીગોડીપાર્શ્વનાથના મદિરમાં ધાતુની પચતીર્થી પરનો લેખ.

૧૮૯ તઓળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મદિરમાં ધાતુની પચતીર્થી પરનો લેખ.

सं. १५१५ माह व. ६ बुधे श्रीश्रीवंशे श्रे. डूंगर भा. रूडी पु. श्रे. वीरा सुश्रावकेण भा. माणिकदे पु. वाला सहितेन पूर्वजप्रीतये श्रीअंचलगच्छेश श्रीजयकेसरीसूरिउपदेशात् श्रीश्रीश्रीविमलनाथबिंबं का. प्र. श्रीसंघेन श्री ॥

સં. ૧૫૧૫ના મહા વદિ ૬ ને બુધવારે શ્રીશ્રીવંશીય શ્રેષ્ઠી ડુંગર, તેમની ભાર્યા રૂડી, તેમના પુત્ર શ્રેષ્ઠી વીરા નામના સુશ્રાવકે, ભાર્યા માણિકદે, અને તેમના પુત્ર વાલાની સાથે પૂર્વજોની પ્રીતિ માટે શ્રીઅંચલગચ્છીય શ્રીજયકેસરસૂરિના ઉપદેશથી શ્રીવિમલનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી.

[ ૧૯૧ ]

सं. १५१५ माह व. ६ बुधे श्रीओएसवंशे सा. जिणदे भा. सूही पु. शिवा भा. शिवादे पु. सा. सामंतेन भा. देमाई भ्रातृ तासण पितृव्य पु. पूंजा कान्हा सहितेन श्रीअंचलगच्छेश श्रीजयकेसरिसूरिउपदेशात् मातुः श्रेयसे श्रीकुंथुनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीसंघेनश्रीः

સં. ૧૫૧૫ના માહ વદિ ૬ ને બુધવારે શ્રીઓસવંશીય શા. જિણદે, તેમની ભાર્યા સુહી, તેમના પુત્ર શિવા, તેમની ભાર્યા શિવાદે, તેમના પુત્ર શા. સામંતે, તેમની ભાર્યા દેમાઈ, ભાઈ નાસણ, કાકાના પુત્ર પૂંજા તથા કાન્હાની સાથે અંચલગચ્છના શ્રીજયકેસરસૂરિના ઉપદેશથી માતાના કલ્યાણ નિમિત્તે શ્રીકુંથુનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી.

---

૧૯૦. બંબાવાળી શેરીમાં આવેલા સહસફણા પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૯૧. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

सं. १५१५ वर्षे फा. शुदि ९ रवौ श्रीश्रीमालज्ञातीय व्य. काहला भा. वाछू सु. मेघाकेन भा. काऊ प्रभृति कुटुंबसहितेन पितृमातृश्रेयसे श्रीसुमतिनाथबिंबं श्रीपूर्णिमापक्षे श्रीपुण्यरत्नसूरीणामुपदेशेन कारितं प्रतिष्ठितं च विधिना काकर · · · · ·

સં. ૧૫૧૫ના ફાગણ સુદિ ૯ ને રવિવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય વ્ય૦ કાહલા, તેમની ભાર્યા વાછૂ, તેમના પુત્ર મેઘાએ તેમની ભાર્યા કાઉ વગેરે કુટુંબ સાથે માતાપિતાના કલ્યાણ નિમિત્તે શ્રીસુમતિનાથ ભગવાનનું બિંબ પૂર્ણિમા પક્ષના શ્રીપુણ્યરત્નસૂરિના ઉપદેશથી ભરાવ્યું અને તેની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી. કાકર............

[ १९३ ]

सं. १५१५ वै. शु. ३ थरुद्रवासि प्राग्वाट श्रे. सांजण भार्या मेयू सुत श्रे. सालिगन भार्या रामतिप्रमुखकुटुंबयुतेन श्रीसुमतिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीतपागच्छेश श्रीसोमसुंदरसूरिशिष्य श्रीरत्नशेखरसूरिभिः ।

સં. ૧૫૧૫ના વૈશાખ સુદિ ૩ [ના રોજ] થિરુદ્રના રહેવાસી પ્રાગ્વાટજ્ઞાતીય શ્રેષ્ઠી સાંજણે, તેમની ભાર્યા મેયૂ, તેમના પુત્ર શ્રેષ્ઠી સાલિગન, તેમની ભાર્યા રામતિ વગેરે કુટુંબ સાથે શ્રીસુમતિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીતપાગચ્છના શ્રીસોમસુંદરસૂરિના શિષ્ય શ્રીરત્નશેખરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૧૯૨. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૯૩. ગલા શેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

स. १५१५ वर्षे वै. शु. १३ सौराष्ट्रिक प्राग्वाट ठ. सारग भा. •माकू पुत्र प्रविवजिषुणा] ठ. जेसाकेन मुसु(स्व स्व)कीय श्रेयसे श्रीमुव्रतर्बिबं का. प्र. श्रीसूरिभि धर्मघोष(पै ) ॥

સ. ૧૫૧૫ના વૈશાખ સુદિ ૧૩ના [રોજ] સૌરાષ્ટ્રિક (સોરઠના રહેવાસી)પ્રાગ્વાટજ્ઞાતીય ઠ૦ સારગ તેમની ભાર્યા માકૂ, તેમના પુત્ર દીક્ષા લેવાની ઇચ્છાવાળા ઠ૦ જેસાએ પોતાના કલ્યાણ માટે શ્રીસુવ્રત (મુનિસુવ્રત) સ્વામીનુ બિબ ભરાવ્યુ અને તેની શ્રીધર્મઘોષસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ १६५ ]

सवत १५१५ वर्षे वैशाख वदि १ बुधे श्रीउवएसवश वडहेरा सा लोला भा. लीलादे पु. सा. देभा सुश्रावकेन भा. डुहलादे लपी पु. कमामहितेन श्रीअंचलगच्छेश्वर श्रीजयकेसरिसूरीणामुपदेशेन स्वश्रेयसे श्री बिमलनाथबिंब कारित प्रतिष्ठि(ष्ठि)तं श्रीसघेन ॥ श्री ॥

સ ૧૫૧૫ના વૈશાખ વદિ ૧ ને બુધવારે શ્રીઉકેશવશના વડહેરા શા લેલા, તેમની ભાર્યા લીલાદે, તેમના પુત્ર શા દેભા નામના સુશ્રાવકે, તેમની ભાર્યા ડુહલાદે અને લખી, તેમના પુત્ર કમાની સાથે શ્રીઅચલગચ્છીય શ્રીજયકેસરસૂરિના ઉપદેશથી પોતાના કલ્યાણ માટે શ્રીવિમલનાથ ભગવાનનુ બિબ ભરાવ્યુ અને તેની શ્રીસઘે પ્રતિષ્ઠા કરી

---

૧૬૪ ચિતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિતામણિ પાર્શ્વનાથના મદિરમાં ધાતુની પચતીર્થી પરનો લેખ

૧૬૫ ખમાસાળી શેરીમાં આવેલા શામળા શ્રી.પાર્શ્વનાથના મદિરમાં ધાતુની પચતીર્થી પરનો લેખ

सं. १५१५ वर्षे ज्येष्ट वदि ९ शनौ श्रीश्रीमालवंशे श्रे. लींबा भा. चापू पु. रामाकेन भा. रमादे पु. सहणावल मूद्ध चउ • • • • • • • • • श्रीअंचलगच्छे नायक श्रीजयकेसरिसूरीणामुपदेशेन श्रीसुमतिनाथबिंबं भीया(मा) श्रेयसे कारितं प्रतिष्टितं श्रीसंघेन

સં. ૧૫૧૫ના જેઠ વદિ ૯ ને શનિવારે શ્રીશ્રીમાલવંશીય શ્રેઠી લીંબા, તેમની ભાર્યા ચાપૂ, તેમના પુત્ર રામાએ, તેમની ભાર્યા રમાદે, પુત્ર સહણાવલ, મૂલ, ચઉ .. ..[ વગેરે કુટુંબ સાથે ] શ્રીઅંચલગચ્છનાયક શ્રીજયકેસરિસૂરિના ઉપદેશથી શ્રીસુમતિનાથ ભગવાનનું બિંબ ભીમાના કલ્યાણ માટે કરાવ્યું અને તેની શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી.

[ १९७ ]

* संवत् १५१५ वर्षे ज्येष्ट वदि ९ शनौ श्रीश्रीमालवंशे श्रे. लींबा भार्या चापू पुत्र देवराजेन भा. देल्हणदे पु. आसा हासा पासड सहितेन श्रीअंचलगच्छेश्वर श्रीश्रीश्रीजयकेसरिसूरीणामुपदेशेन शिवाश्रेयसे श्रीविमल-नाथचतुर्विंशतिपट्टः कारितः प्रतिष्टितं श्रीसंघेन ॥ श्रीः ॥

સં. ૧૫૧૫ના જેઠ વદિ ૯ ને શનિવારે શ્રીશ્રીમાલવંશીય શ્રેઠી લીંબા, તેમની ભાર્યા ચાપૂ. તેમના પુત્ર દેવરાજે, તેમની ભાર્યા દેલ્હણદે, તેમના પુત્રે—આસા, હાસા અને પાસડની સાથે શ્રીઅંચલગચ્છેશ્વર શ્રીજયકેસરસૂરિના ઉપદેશથી શિવાના કલ્યાણ નિમિત્તે શ્રીવિમલનાથ ભગવાનનો ચતુર્વિંશતિપટ્ટ ભરાવ્યો અને તેની શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી.

---

૧૯૬. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વ-નાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૯૭ બંબાવાળી શેરીમાં આવેલા શ્રી. શામળા પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની ચોવીસી પરનો લેખ

[ १९८ ]

सं. १५१५ वर्षे उकेश. सा. अधरण भा. पेइ सुत सार कुरपालेन श्रीशांतिबिंबं कारित

સં. ૧૫૧૫ના વર્ષે ઉકેશવંશીય શા. અધરણ, તેમની ભાર્યા પેઈ, તેમના પુત્ર શા. કુરપાલે શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યું.

[ १९९ ]

सं. १५१५ वर्षे सा. साभा सुत .... सान्हा का. श्रीआदिनाथ परिकर ............

સં. ૧૫૧૫ના શા. સાભા, તેમના પુત્ર........ સાલ્હાએ શ્રીઆદિનાથ ભગવાનનુ પરિકર [બનાવ્યું]

[ २०० ]

सं. १५१६ वर्षे का. व. २ सोमे शमीग्रामे श्रीश्रीमाली व्य. धांगा भा. धांधलदे पुत्र हापाकेन भा. धनी सुत धारा हीरादिकुटुंबयुतेन मातृश्रेयोर्थं श्रीशांतिनाथबिंबं का. पंच. श्रीपूर्णिमापक्षे श्रीमुनितिलकसूरिपट्टे श्रीराजतिलकसूरीणामुपदेशेन प्रतिष्ठितं श्रीसूरिभिः ॥

સં. ૧૫૧૬ના કાર્તિક વદિ ૨ને સોમવારે શમી ગામમાં શ્રીશ્રીમાલી વ્ય૦ ધાંગા, તેમની ભાર્યા ધાંધલદે, તેમના પુત્ર હાપાએ, તેમની ભાર્યા ધની, તેમના પુત્રો–ધારા, હીરા વગેરે કુટુબની સાથે માતાના કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથ ભગવાનનું બિબ પંચ [ તીર્થી બિબ ] શ્રીપૂર્ણિમા-

---

૧૯૮. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડીપાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૧૯૯ ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુના કાઉસગ્ગિયા પરનો લેખ.

૨૦૦. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

પક્ષીય શ્રીમુનિતિલકસૂરિના પટ્ટધર શ્રીરાજતિલકસૂરિના ઉપદેશથી કરાવ્યું અને તેની શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૨૦૧ ]

संवत् १५१६ वर्षे फागु. सुदि ३ शुक्रे श्रीपत्तनवास्तव्य ॥ प्राग्वाट ज्ञातीय ॥ श्रे. लींबा भार्या रत्नू तयो[ ] पुत्र ३ जावड भावड श्रे. वड्डआकेन आत्मपुण्यार्थं श्रीविमलनाथादिचतुर्विंशतिका पट्ट कारित । श्रीवृहत्तपापक्षे प्रतिष्ठितं श्रीरत्नसिंहसूरिभि । शिष्य पं. विनय · · · · · गणीनासुपदे · · · · · · वप्रम

સં. ૧૫૧૬ના ફાગણ સુદ ૩ ને શુક્રવારે પાટણના રહેવાસી પ્રાગ્વાટજ્ઞાતીય શ્રેષ્ઠી લીંબા, તેમની ભાર્યા રત્નૂ તેમના પુત્રો ૩—જાવડ, ભાવડ અને શ્રેષ્ઠી બડૂઆએ પોતાના પુણ્ય માટે શ્રીવિમલનાથ વગેરેનો ચોવીસીનો પટ્ટ કરાવ્યો અને તેની બૃહત્તપાગચ્છીય શ્રીરત્નસિંહસૂરિએ પ્રતિષ્ઠા કરી. તેમના શિષ્ય પં. વિનય.........ગણીના ઉપદેશ......... બપ્રમ ........

[ ૨૦૨ ]

संवत् १५१६ वर्षे वै. वदि ४ ऊकेशवंशे भ. गोत्रे । भ. भीमा भा. भरमादे पुत्र भ. दसाकेन भा. जीवणि संजातपुत्र भ. महिपति सोना पूना पौत्र आसादिसहितेन स्वश्रेयोर्थं श्रीविमलनाथबिंबं का. श्रीखर[तर] गच्छे श्रीजिनभद्रसूरि प. श्री[जि]नचंद्रसूरिभि. प्रतिष्ठितम् ।

સં. ૧૫૧૬ના વૈશાખ વદિ ૪ના રોજ ઊકેશવંશીય ભ૦ ગોત્રીય ભ૦ ભીમા, તેમની ભાર્યા ભરમાદે, તેમના પુત્ર ભ૦ દસાએ, તેમની

---

૨૦૧ ભાની પોળમા આવેલા મોટા શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુની ચોવીસી પરનો લેખ.

૨૦૨. બબાવાળી શેરીમાં આવેલા સહસ્રફણા પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

ભાર્યા જીવણિથી થયેલા પુત્ર ભ૦ મહપતિ, સોના, પૂના અને પૌત્ર આસા વગેરેની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીવિમલનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીખરતરગચ્છીય શ્રીજિનભદ્રસૂરિના શિષ્ય શ્રીજિનચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૨૦૩ ]

सं. १५१६ वर्षे ज्येष्ठ शुदि १० गुरौ श्रीश्रीमालज्ञातीय श्रे. पोपट सु. श्रे. चांपा भा. लषी सु. अमरसिंहेन भ्रा० धर्म्मसी कर्म्मसी अमरसी भा० भापु सु. सीहासुतेन मातृपितृश्रेयसे श्रीमुनिसुव्रतस्वामिबिंबं सद्गुरूणामुपदेशेन कारितं प्रति० मेमाद्राग्रामे।

સં. ૧૫૧૬ના જેઠ સુદિ ૧૦ ને ગુરુવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી પોપટ, તેમના પુત્ર શ્રેષ્ઠી ચાંપા, તેમની ભાર્યા લખી, તેમના પુત્ર અમરસિંહે, ભાઈઓ ધર્મસી, કર્મસી, અમરસી, [ અમરસિંહની ] ભાર્યા ભાપુ, તેમના પુત્ર સીહાની સાથે, માતા-પિતાના કલ્યાણ નિમિત્તે શ્રીમુનિસુવ્રતસ્વામીનું બિંબ સદ્ગુરુઓના ઉપદેશથી કરાવ્યું અને તેની મેમાદ્રા ગામમાં પ્રતિષ્ઠા કરી.

[ ૨૦૪ ]

सं. १५१६ ज्ये० व० ११ शुक्रे कुवाडाग्रामे डीसवाल धा (धा)० (प) हाजा भा० हासल्दे सुत कुरपालेन भा० सुंईर सुत माद्रे(हि) राज सारंगादि युतेन श्रीमुनिसुव्रतबिंबं कारितं प्रतिष्ठितं तपागच्छे श्रीसोमसुंदरसूरिपट्टे श्रीरत्नशेखरसूरिभिः॥

સં. ૧૫૧૬ના જેઠ વદિ ૧૧ ને શુક્રવારે કુવાડા ગામમાં ડીસાવાલ

---

૨૦૩. બંબાવાળી શેરીમાં શામળા શ્રીપાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૦૪. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડીપાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

શા૦ ૫૦ (થરાપદ્રીય) હાન્ન, તેમની ભાર્યા હાસલદે, તેમના પુત્ર કુરપાલે, તેમની ભાર્યા સુઇરિ, તેમના પુત્રો—માહિરાજ અને સારંગ વગેરેની સાથે શ્રીમુનિસુવ્રતસ્વામીનું બિંબ કરાવ્યું અને તેની તપાગચ્છના શ્રીસોમસુંદરસૂરિના પટ્ટધર શ્રીરત્નશેખરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ २०५ ]

सं. १५१६ वर्षे आषाढ शु. ३ दिने प्राग्वाटज्ञातीय सा० वहिदे भा० रतु (छ) सुत सा० गुणीआ भा० मटीसुत सा० राजाकेन आमश्रेयोर्थं श्रीशंभवनाथबिंबं कारितं प्रतिष्ठितं खरतरगच्छेश श्रीजिनचंद्रसूरिभिः ॥ मंडपवास्तव्य ॥

સં. ૧૫૧૬ના અષાડ સુદિ ૩ના દિવસે મંડપ (માંડવગઢ)ના રહીશ પ્રાગ્વાટજ્ઞાતીય વહિદે, તેમની ભાર્યા રતુ, તેમના પુત્ર શા. ગુણીઆ, તેમની ભાર્યા મટી, તેમના પુત્ર શા. રાજાએ પોતાના કલ્યાણ માટે શ્રીસંભવનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીખરતરગચ્છેશ શ્રીજિનચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ २०६ ]

सं. १५१७ वर्षे पोष वदि ६ शुक्रे श्रीश्रीमालज्ञातीय श्रे० सोमा भार्या श्रेयादे सुत पामा भार्या पान्हणदे श्रेयोर्थं सु० भ्रा० सहसनिमित्तं भ्रा० माधवेन श्रीसुविधिनाथबिंबं कारितं प्र० · · · · · गच्छे श्रीगुणरत्नसूरिभिः सोषडावास्तव्य ।

સં. ૧૫૧૭ના પોષ વદ ૬ ને શુક્રવારે સોખડાના રહેવાસી શ્રીશ્રીમાલ

૨૦૫. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

૨૦૬. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

જ્ઞાતીય શ્રેષ્ઠી સામા, તેમની ભાર્યા શ્રેયાદે, તેમના પુત્ર પામા, તેમની ભાર્યા પાલ્હણદેના કલ્યાણ નિમિત્તે, તેમના પુત્ર માધવે, ભાઈ સહસના નિમિત્તે શ્રીસુવિધિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની......... ગચ્છના શ્રીગુણરત્નસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૨૦૭ ]

सं. १५१७ वर्षे माघ शुदि १० बुधे श्रीश्रीमालज्ञा० व्य. लींबा भा० ल्हलादे सु० डुंगर भा० अघकू सु० मांडणयुतेन पित्रोः निमित्तं आत्मश्रेयसे श्रीधर्मनाथबिंबं का. प्र. चैत्रगच्छे धारणपेंद्रिय भ. श्रीलक्ष्मीदेवसूरिभिः ।

સં. ૧૫૧૭ના માઘ સુદિ ૧૦ ને બુધવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શા. લીંબા, તેમની ભાર્યા લ્હલાદે, તેમના પુત્ર ડુંગરે, તેમની ભાર્યા અઘકૂ, તેમના પુત્ર માંડણની સાથે માતા-પિતાના કલ્યાણ નિમિત્તે અને પોતાના શ્રેય માટે શ્રીધર્મનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની ચૈત્ર ગચ્છના શ્રધારણેન્દ્રિય ભટ્ટારક શ્રીલક્ષ્મીદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૨૦૮ ]

सं. १५१७ वर्षे माघ शुदि १० बुधे श्रीश्रीमालज्ञातीय व्य० मांजा भार्या मेलादे सुत नीबा सल्षा जाणा एतैः पितृव्य गलमानिमित्तं आत्मश्रेयोर्थं श्रीश्रेयांसनाथबिंबं कारापितं प्र० गूंदाआ श्रीकमलप्रमसूरिभिः ।

સં. ૧૫૧૭ના માહ સુદિ ૧૦ ને બુધવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય વ્ય૦ માંજા, તેમની ભાર્યા મેલાદે, તેમના પુત્રો—નીબા, સલખા, જણ—એ

---

૨૦૭. ગલા શેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૦૮. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડીપાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

બધાએ કાકા ગનમાના કલ્યાણ માટે અને પોતાના શ્રેય નિમિત્તે શ્રીશ્રેયાંસનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની ગૂદાઆ-શ્રીકમલપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી

[ २०९ ]

स. १५१७ वर्षे माघ वदि ८ सोमे श्रीप्राग्वाटज्ञातीय श्रे० सागा भार्या मटकू तयो पुत्री सपूरी नाम्न्या आत्मश्रेयसे श्रीसुमतिनाथबिंब कारापित प्र० वृद्धतपापक्षे भ० श्रीजिनरत्नसूरिभि ॥

સ ૧૫૧૭ના માહ વદિ ૮ ને સોમવારે શ્રીપ્રાગ્વાટજ્ઞાતીય શ્રેષ્ઠી સાંગા, તેમની ભાર્યા મટકૂ, તેમની પુત્રી નામે સપૂરીએ પોતાના કલ્યાણ માટે શ્રીસુમતિનાથનુ બિંબ ભરાવ્યુ અને તેની વૃદ્ધ તપાપક્ષીય ભટ્ટારક શ્રીજિનરત્નસૂરિએ પ્રતિષ્ઠા કરી

[ २१० ]

स. १५१७ वर्षे फागुण शुदि ३ शुक्रे श्रीश्रीमालज्ञातीय पितृ रामा मातृ चनू सु० राजा मूलाभ्यां लघु भ्रातृ भथा भा० भरमादे श्रेयोर्थं निमित्त श्रीशांतिनाथबिंब कारित पूर्णिमा० साधुरत्नसूरिपट्टे श्रीसाधुसुंदरसूरीणामुपदेशेन प्र० सघेन विधिना गढावास्तव्य ।

સ ૧૫૧૭ના ફાગણ સુદિ ૩ ને શુક્રવારે ગઢાના રહેવાસી શ્રીશ્રીમાન જ્ઞાતીય પિતા રામા અને માતા ચનૂ, તેના પુત્રો રાજા અને મૂલાએ, પોતાના નાના ભાઈ ભથા અને ભાર્યા ભરમાદેના કલ્યાણ નિમિત્ત શ્રીશાંતિનાથ ભગવાનનુ બિંબ પૂર્ણિમાપક્ષીય શ્રીસાધુરત્નસૂરિના પટ્ટધર

૨૦૯ વોરવાડમા આવેલા શ્રીમનમોહન પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

૨૧૦ ભોયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

શ્રીસાધુસુંદરસૂરિના ઉપદેશથી ભરાવ્યું અને તેની શ્રીસંઘે વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી.

[ ૨૧૧ ]

सं. १५१७ वर्षे वैशाप शुदि ३ सोमे श्रीश्रीमालज्ञातीय श्रे० गोला भा० संपूरी पुत्र श्रे० जीवाकेन भा० बाई पुत्र अलवादि कुटुंबयुतेन श्रीधर्मनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीतपागच्छे श्रीउदयनंदिसूरिशिष्य श्रीसुरसुंदरसूरिभिः शुभं भवतु श्रीः ॥

સં. ૧૫૧૭ના વૈશાખ સુદિ ૩ ને સોમવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી ગોલા, તેમની ભાર્યા સંપૂરી, તેમના પુત્ર શ્રેષ્ઠી જીવાએ, તેમની ભાર્યા બાઈ, તેમના પુત્ર અલવ વગેરે કુટુંબ સાથે મળીને શ્રીધર્મનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીતપાગચ્છીય શ્રીઉદયનંદિસૂરિના શિષ્ય શ્રીસુરસુંદરસૂરિએ પ્રતિષ્ઠા કરી. શુભ થાઓ.

[ ૨૧૨ ]

सं. १५१७ वर्षे ज्येष्ट सुदि · · · · · · · · · · आत्मश्रेयसे श्रीसुमतिनाथबिंबं का० प्रति० चैत्रगच्छे थारण(थारा)पद्रीय भ० श्रीलक्ष्मीदेवसूरिभिः ॥ · · · · · · ·

સં. ૧૫૧૭ના જેઠ સુદિ...........પોતાના કલ્યાણ માટે શ્રીસુમતિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની ચૈત્રગચ્છીય થારાપદ્રીય ભ૦ શ્રીલક્ષ્મીદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૨૧૧. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડીપાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૧૨. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

सं. १५१७ आ. शु. २ प्राग्वाट श्रे० सखण भा० हांसू पुत्र श्रे० गोधो (था) भा० कर्मासुत झांझणेन भा. वजू भ्रातृ महिराज भा. लाडी प्रमुखयुतेन श्रीनमि० का० प्र० तपा० श्रीसोमसुंदरसूरिगच्छे श्रीरत्नशेखरसूरिपट्टे श्रीलक्ष्मीसागरसूरिभिः ॥

સં. ૧૫૧૭ના આષાઢ સુદિ ૨ના રોજ પ્રાગ્વાટજ્ઞાતીય શ્રેષ્ઠી સખણ, તેમની ભાર્યા હાંસૂ, તેમના પુત્ર શ્રેષ્ઠી ગોથા, તેમની ભાર્યા કર્મા, તેમના પુત્ર ઝાંઝણે, ભાર્યા વજૂ, ભાઈ મહિરાજ, તેમની ભાર્યા લાડી વગેરે સાથે મળીને શ્રીનમિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીસોમસુંદરસૂરિના ગચ્છમાં (તેમના શિષ્ય) શ્રીરત્નશેખરસૂરિ, તેમના પટ્ટધર શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ २१४ ]

सं. १५१७ आषाढ शुदि ३ शुक्रे ........... भा० चाहिणि पुत्र ........ राउल सहसा श्रे० श्री सुमति० का० प्र० .......... श्रीसागरचंद्रसूरिभिः ।

સં. ૧૫૧૭ના આષાઢ સુદિ ૩ ને શુક્રવારે.........તેમની ભાર્યા ચાહિણિ, તેમના પુત્ર.........રાઉલ, સહસા શ્રેષ્ઠીઓએ શ્રીસુમતિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની......સાગરચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૨૧૩. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૧૪. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડી પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

[ २१५ ]

सं १५१८ वर्षे माह सुदि ५ बुधे ओसवालज्ञा० सा० धणपाल भा. धनादे पु. सा. देवाकेन भा. पातू पु० राजा द्वि० भा० छ्वी सु० मोकल यु. प्रभृति कुटुंब समन्वितेन श्रीपार्श्वनाथबिंबं का. प्र. संडारा ईश्वरसूरिभिः।

સં. ૧૫૧૮ના માહ સુદિ ૫ને બુધવારે ઓસવાલજ્ઞાતીય શા. ધણપાલ, તેમની ભાર્યા ધનાદે, તેમના પુત્ર શા. દેવાએ, તેમની ભાર્યા પાતૂ. તેમના પુત્ર રાજા અને શા. દેવાની બીજી ભાર્યા છવી, તેમના પુત્ર મોકલ વગેરે કુટુંબની સાથે સમ્મતિ મેળવીને શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની સંડારા ( મંડેરગચ્છીય ) શ્રીઈશ્વરસૂરિએ પ્રતિષ્ઠા કરી

[ २१६ ]

सं. १५१८ वर्षे माघ शु० ५ गुरौ श्रीश्रीमालज्ञातीय श्रे० महिपा भार्या हांसू सुतगांगाकेन भा० सुरदे प्रभृति कुटुंबयुतेन आत्मश्रेयसे श्रीपद्मप्रभस्वाम्यादि पंचतीर्थी आगमगच्छे श्रीहेमरत्नसूरिगुरूपदेशेन कारिता प्रतिष्ठिता च विधिना पाटुरीवास्तव्य[:] । श्रीः

સં. ૧૫૧૮ના માહ સુદિ ૫ને ગુરુવારે પાટુરીના રહેવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી મહિપા, તેમની ભાર્યા હાંસૂ, તેમના પુત્ર ગાંગાએ, તેમની ભાર્યા સુરદે વગેરે કુટુંબની સાથે મળીને પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીપદ્મપ્રભસ્વામી વગેરેની પંચતીર્થી આગમગચ્છીય શ્રીહેમરત્નસૂરિ નામના ગુરુના ઉપદેશથી ભરાવી અને તેની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી.

---

૨૧૫ બંબાવાળી શેરીમાં આવેલા શામળા શ્રીપાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૧૬. ભોંયરા શેરીમાં આવેલા શામળા શ્રીપાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

सं. १५१८ फा० व० ५ दिने वडलीवासि प्राग्वाट श्रे० सांगा भा० रेवति पु० मन्हाकेन भार्या सोही पु० नाथादिकुटुंबयुतेन श्रीवासुपूज्यबिंबं का० प्र० तपाश्रीरत्नशेखरसूरिपट्टे श्रीलक्ष्मीसागरसूरिभि. ॥

સં ૧૫૧૮ના ફાગણ વદિ ૫ના દિવસે વડલીના રહેવાસી પ્રાગ્વાટ જ્ઞાતીય શ્રેષ્ઠી સાગા, તેમની ભાર્યા રેવતી તેમના પુત્ર મન્હાએ, તેમની ભાર્યા સોહી, તેમના પુત્ર નાથા વગેરે કુટુંબની સાથે મળીને શ્રીવાસુપૂજ્યસ્વામીનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીરત્નશેખરસૂરિના પટ્ટધર શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી

[ ૨૧૮ ]

सं. १५१८ वर्षे ज्येष्ट वदि १० रवौ प्राग्वाटज्ञातीय श्रे० आका भा० जीविणि सुत माहवेन भा० रंगाई सुत नारदादि कुटुंबयुतेन आत्मश्रेयसे श्रीशंभवनाथबिंबं कारितं वृद्धतपागच्छे भट्टा. श्रीजिनरत्नसूरिभिः प्रतिष्ठितं । श्री पत्तनवास्तव्यः ॥श्री॥ श्री॥

સં ૧૫૧૮ના જેઠ વદિ ૧૦ને રવિવારે પાટણના રહેવાસી પ્રાગ્વાટજ્ઞાતીય શ્રેષ્ઠી આકા, તેમની ભાર્યા જીવિણિ, તેમના પુત્ર માહવે, તેમની ભાર્યા રગાઈ, તેમના પુત્ર નારદ વગેરે કુટુંબની સાથે મળીને

---

૨૧૭ વેરવાડમાં આવેલા શ્રીમનમોહન પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૧૮. પરામાં આવેલા શ્રીધર્મનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ

પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીસંભવનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની વૃદ્ધતપાગચ્છીય ભટ્ટારક શ્રીજિનરત્નસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૨૧૯ ]

॥ सं. १५१८ वर्षे आषाढ सुदि ३ गुरौ श्रीमालज्ञातीय म. गोधा सु. सांगा भा. लाडी सु. सहिसाकेन भ्रा० धुधा वर्जीया वानर सोमा सहिसा भा० सावलदे सु० हीराकु (यु)तेन मातृपितृश्रेयसे कुंथुनाथबिंबं पूर्णिमा. श्रीगुणवीरसूरीणामुपदेशेन का. प्रति. विधिना ॥ थाराघण वास्तव्य ।

સં ૧૫૧૮ના અષાડ સુદિ ૩ ને ગુરુવારે થારાધણના રહેવાસી શ્રીમાલજ્ઞાતીય મ૦ ગોધા, તેમના પુત્ર સાંગા, તેમની ભાર્યા લાડી, તેમના પુત્ર સહિસાએ, ભાઈઓ–ધુધા, વજીયા, વાનર, સોમા સહિસાની ભાર્યા સાવલદે, તેમના પુત્ર હીરાની સાથે મળીને માતાપિતાના કલ્યાણ-નિમિત્તે શ્રીકુંથુનાથ ભગવાનનું બિંબ પૂર્ણિમાગચ્છના શ્રીગુણવીરસૂરિના ઉપદેશથી ભરાવ્યું અને તેની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી.

[ ૨૨૦ ]

॥ संवत् १५१९ वर्षे फागण सुदि २ शुक्रे ॥ श्रीश्रीवंशे ॥ वेला भार्या माजू पूत्र मं. साल्हिग सुश्रावकेण भार्या मान्ही सुत जूठा सहितेन निज-श्रेयोर्थं श्रीअंचलगच्छेश श्रीजयकेसरिसूरीणामुपदेशेन श्रीकुंथुनाथबिंबं कारित प्रतिष्ठितं संघेन ·········

સં. ૧૫૧૯ના ફાગણ વદિ ૨ ને શુક્રવારે શ્રીશ્રીવંશીય વેલા, તેમની

૨૧૯. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૨૦. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

ભાર્યા માજૂ. તેમના પુત્ર મત્રી સાલિગ નામના સુશ્રાવકે, ભાર્યા માલ્હી અને પુત્ર જૂઠાના સાથે મળીને પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીઅંચલગચ્છીય શ્રીજયકેસરિસૂરિના ઉપદેશથી શ્રીકુંથુનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી.

[ २२१ ]

सं. १५१९ वर्षे वैशाष शुदि ३ गुरौ श्रीश्रीमालज्ञातीय श्रे० लषमा भा० साधू तत्पुत्र श्रे० महिराज भार्या पूरी नाम्न्या तया आत्मश्रेयसे श्रीसंभवनाथादि पंचतीर्थी पूर्णिमापक्षि श्रीसाधुरत्नसूरीणामुपदेशेन कारिता प्रतिष्ठितात्र विधिना ॥ धंधूका वास्तव्य श्री ॥

સંવત ૧૫૧૯ના વૈશાખ સુદિ ૩ ને ગુરુવારે ધંધુકાના રહેવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી લખમા, તેમની પત્ની સાધૂ, તેમના પુત્ર શ્રેષ્ઠી મહિરાજ, તેમની પૂરી નામની પત્નીએ પોતાના કલ્યાણ માટે શ્રી સંભવનાથ આદિની પંચતીર્થી પૂર્ણિમાપક્ષીય શ્રીસાધુરત્નસૂરિના ઉપદેશથી ભરાવી અને તેની વિધિ પૂર્વક પ્રતિષ્ઠા કરી.

[ २२२ ]

॥ संवत् १५१९ वर्षे ज्येष्ठ शुदि ११ शुक्रे ऊकेशज्ञातीय सा० समधर भा० झटकू सुत सा० गणसिंहेन भा. चांगू कुटुंबयुतेन स्वश्रेयोर्थं श्रीधर्मनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीसूरिभिः ॥ श्रीपत्तनवास्तव्यः शुभं भवतु ॥ श्रीरस्तु । श्रीः ॥ कल्याणं च ॥

સંવત ૧૫૧૯ના જેઠ સુદિ ૧૧ ને શુક્રવારે પાટણના રહેવાસી, ઉકેશજ્ઞાતીય શા. સમધર તેમની પત્ની ઝટકૂ, તેમના પુત્ર શા. ગણસિંહે

૨૨૧. ગલા શેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૨૨. ભાની પોળમાં આવેલા શ્રીધર્મનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

પત્ની ચાંપૂ [વગેરે] કુટુંબની સાથે મળીને પોતાના કલ્યાણ માટે શ્રીધર્મનાથ ભ.નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી શુભ થાઓ લક્ષ્મી મળો. કલ્યાણ [થાઓ].

[ २२३ ]

संवत् १५१९ वर्षे आषाढ शुदि ७ गुरौ प्राग्वाट ज्ञा. सा. प्रथमा भा. पाल्हणदे सुत सं. परवत भा. चापू नाम्न्या पुत्र सं. नासल सं. वरजांग भा. कपूरी सं. नाथादिकुटुंबयुतेन स्वश्रेयसे श्रीसंभवनाथबिंबं का. प्र. तपागच्छे श्रीलक्ष्मीसागरसूरिभिः ॥ शुभं भवतु ॥ श्रीरस्तु

સંવત ૧૫૧૯ના અષાડ સુદિ ૭ ને ગુરુવારે પ્રાગ્વાટજ્ઞાતીય શા. પ્રથમા, તેમની પત્ની પાલ્હણદે, તેમના પુત્ર સં. પરબત, તેમની ચાપૂ નામની પત્નીએ પુત્રો સં. નાસલ, સં. વરજાંગ (વરજાંગ)ની પત્ની કપૂરી અને સં. નાથા વગેરે કુટુંબ સાથે મળીને પોતાના કલ્યાણ માટે શ્રીસંભવનાથ ભ.નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છના શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી. શુભ થાઓ. લક્ષ્મી મળો.

[ २२४ ]

संवत् १५२० वर्षे कार्तिक वदि २ शनौ बल्दाणा ग्रामे श्रीश्रीवंशे मं. चापां भार्या प्रीमलदे सुत मं० सहसाकेन भार्या संसारदे सुत जीवायुतेन श्रीअंचलगच्छेश श्रीजयकेसरिसूरीणामुपदेशेन श्रीआदिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीसंघेन ॥

સંવત ૧૫૨૦ના કાર્તિક વદ ૨ ને શનિવારે બલદાણા ગામમાં

---

૨૨૩. પરામાં આવેલા શ્રીધર્મનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૨૪. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડી પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

શ્રીશ્રીવંશના મ. ચાંપા, તેમની પત્ની પ્રીમલદે, તેમના પુત્ર મં. સહસાએ પત્ની સંસારદે અને પુત્ર જીવાની સાથે શ્રીઅંચલગચ્છેશ્વર શ્રીજયકેસરિસૂરિના ઉપદેશથી શ્રીઆદિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી.

[ २२५ ]

सं. १५२० वर्षे माघ शु. ५ ऊकेशज्ञातीय लुकडगोत्रे मं. महणा भा. मोहणदे पुत्र मं. समराकेन भा. जसमादे पुत्र ठाकुर जेसिंग वरसिंगेन भ. नरपालादिकुटुंबयुतेन स्वश्रेयोर्थं श्रीकुंथुनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीसूरिभिः ॥ महेवावास्तव्य ॥ श्रीः ॥

સંવત ૧૫૨૦ના માહ સુદિ ૫ના રોજ મહેવાના રહેવાસી ઊકેશજ્ઞાતીય, લુકડગોત્રીય મં. મહણા, તેમની પત્ની મોહણદે, તેમના પુત્ર મં. સમરાએ, પત્ની જસમાદે અને પુત્રો ઠાકુર જેસિંગ અને વરસિંગે ભ. નરપાલ વગેરે કુટુંબની સાથે મળીને પોતાના કલ્યાણ માટે શ્રીકુંથુનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ २२६ ]

सं. १५२० वर्षे चैत्र व. ८ शुक्रे आद्रीयाणाग्रामे श्रीरमाल्ज्ञा. मल्हणगो० श्रे. रतना भा. हीमी सु. सिवउ भा. पोनी सु. देघेरण भा. दिल्हणदे सु. हरपासहितेन निजि (ज) पूर्वजश्रेयोर्थं श्रीविमलनाथबिं० कारि. प्रति. श्रीचैत्रगच्छे चांद्रसमीय श्रीमलयचंद्रसूरिपट्टे श्रीलक्ष्मीसागरसूरिभिः ॥

સંવત ૧૫૨૦ના ચૈત્ર વદ ૮ ને શુક્રવારે આદ્રિયાણા ગામમાં

૨૨૫. પરામાં આવેલા શ્રીધર્મનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૨૬. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

શ્રીશ્રીમાલજ્ઞાતીય, મહુણ ગોત્રીય શ્રેષ્ઠી રતના, તેમની પત્ની હીમી, તેમના પુત્ર સિવઉ, તેની પત્ની ખોની, તેમના પુત્ર દેવરે, પત્ની નિહણુદે અને પુત્ર હરખાની સાથે મળીને પોતાના કલ્યાણ માટે શ્રીવિમલનાથ ભ.નું બિંબ ભરાવ્યું અને તેની શ્રી ચૈત્રગચ્છીય, ચાંદ્રસમીય શ્રમનચંદ્રસૂરિના પટ્ટધર શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૨૨૭ ]

संवत् १५२० वर्षे चैत्र वदि ८ शुक्रे राहू(ड)आ गोत्रे नागरज्ञातीय श्रेष्ठि देवा भार्या हूसी पुत्र साह माधवा साह मुकंद सा० राजा सा० वयजाख्य. (यजैः) स्वमातृपितृश्रेयोर्थं श्रीसुमतिनाथबिंबं कारितं प्रतिष्ठितं च श्रीमलधारिगच्छे । श्रीगुणसुंदरसूरिभि

સંવત ૧૫૨૦ના ચૈત્ર વદ ૮ ને શુક્રવારે રાહૂઆગોત્રીય, નાગરજ્ઞાતીય શ્રેષ્ઠી દેવા, તેમની પત્ની હૂસી, તેમના પુત્રો શાહ માધવા, શાહ મુકુંદ, શા રાજા અને શા. વયજાએ પોતાના માતાપિતાના કલ્યાણ માટે શ્રીસુમતિનાથ ભ.નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીમલધારીગચ્છના શ્રીગુણસુંદરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૨૨૮ ]

सं. १५२० वर्षे चैत्र व. ८ शुक्रे श्रीश्रीमालज्ञा. · · · · पु. समरसी भा. सरीयादे पु. त्रापाकेन भा. सल · · · · सहितेन निजपूर्वजश्रेयोर्थं श्रीसंभवनाथबिंबं कारितं प्रति. श्रीचैत्रगच्छे चांद्रसमीयन भट्टारक श्रीलक्ष्मीसागरसूरिः ।

સંવત ૧૫૨૦ના ચૈત્ર વદ ૮ ને શુક્રવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય...તેમના

---

૨૨૭. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૨૮. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.



પુત્ર સમરસી, તેમની પત્ની સરીયાદે, તેમના પુત્ર ત્રાપાએ પત્ની સત્ર...આદિની સાથે પોતાના પૂર્વજોના કલ્યાણ માટે શ્રી. સંભવનાથ ભ.નું બિંબ ભરાવ્યુ અને તેની ચૈત્રગચ્છના, ચાંદ્રસમીયન ભટ્ટારક શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ २२९ ]

संवत् १५२० वर्षे वैशाष सुदि ११ बुधे श्रीश्रीमाल. व्य. माला भा. सदी सु. व्य. देसल भा. झव · · · · सु. व्य. फाफाकेन भा. लाडकियुतेन स्वपितृश्रेयसे श्रीशीतलनाथबिंबं पूर्णिमापक्षे श्रीगुणसमुद्रसूरिपट्टे श्रीपुण्यरत्नसूरीणामुपदेशेन कारितं प्रतिष्ट. व(वि)धिना समीग्रामे॥

સવત ૧૫૨૦ના વૈશાખ સુદિ ૧૧ ને બુધવારે શ્રી શ્રીમાલજ્ઞાતીય વ્ય. માલા, તેમની પત્ની સદી, તેમના પુત્ર વ્ય. દેસલ, તેમની પત્ની ઝવ...ના પુત્ર વ્ય. ફાફાએ, પત્ની લાડકીની સાથે પોતાના પિતાના કલ્યાણ માટે શ્રીશીતલનાથ ભ.નું બિંબ પૂર્ણિમાપક્ષના શ્રીગુણસમુદ્રસૂરિના પટ્ટધર શ્રીપુણ્યરત્નસૂરિના ઉપદેશથી ભરાવ્યું અને સમીગામમાં વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી.

[ २३० ]

सं. १५२० वर्षे वैशा. वदि ५ बुधे श्रीश्रीमालज्ञा. श्रे. व · · · · सु. कमण वाईआ मातृनिमित्तं सु. धर्मण बाड (डू)आ नागरेण श्रीनमिनाथ बिंबं का. प्र. पिप्पलगच्छे भट्टारक श्रीविजयदेवसूरिभिः॥ वाराहीग्रामे॥

સવત ૧૫૨૦ના વૈશાખ વદ ૫ ને બુધવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય

---

૨૨૯. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાતિનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૩૦. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

શ્રેષ્ઠી વ...ના પુત્ર ક્રમણુ ભાઈઆ માનાના કલ્યાણ નિમિત્તે તેમના પુત્ર ધર્મણુ, વાદૂ અને આનાગરે શ્રીનમિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની પિપ્પલગચ્છના ભટ્ટારક શ્રીવિજયદેવસૂરિએ વારાહી ગામમાં પ્રતિષ્ઠા કરી.

[ २३१ ]

सं. १५२० वर्षे वैशाष वदि ७ शनौ वायडज्ञातीय गुरु जीवदेवसूरि श्रे. लांपा भा. डमकू सु. समधर भगिनी क्लयरिकेन (काभ्यां) समधर भा. टबकू सु. देवायुतेन (ताभ्यां) स्वपितृमातृपूर्वि(र्वे)ज श्रे० श्रीमुनिसुव्रतस्वामिबिंबं का. प्र. आगमगच्छे श्रीआणंदप्रभसूरिभिः गांभूवास्तव्य ।

સંવત ૧૫૨૦ના વૈશાખ વદ ૭ ને શનિવારે વાયડજ્ઞાતીય ગુરુ જીવદેવસૂરિના [શ્રાવક] ગાંભૂના રહેવાસી શ્રેષ્ઠી લાંપા, તેમની પત્ની ડમકૂ, તેમના પુત્ર સમધર અને બહેન ક્લયરિએ, સમધરની પત્ની ટબકૂ અને પુત્ર દેવાની સાથે પોતાના માતા, પિતા અને પૂર્વજોના કલ્યાણ માટે શ્રીમુનિસુવ્રતસ્વામીનું બિંબ ભરાવ્યું અને તેની આગમ ગચ્છના શ્રીઆણંદપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ २३२ ]

संवत् १५२० वर्षे ज्येष्ठ शुदि ४ दिने प्राग्वाटज्ञातीय व्य. जइता भार्या माजू पुत्र व्य. चोटाकेन भा. कपूरी पुत्र जिनदास रामादि कुटुंबयुतेन श्रीकुंथुनाथचतुर्विंशतिजिनपट्टः कारितः प्रतिष्ठितः श्रीतपागच्छे श्रीलक्ष्मीसागरसूरिभिः ॥ जांबू वास्तव्य श्रीः ॥

સંવત ૧૫૨૦ના જેઠ સુદિ ૪ના રોજ જાંબૂના રહેવાસી પ્રાગ્વાટ

---

૨૩૧. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડીપાર્શ્વનાથના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૨૩૨. બંબાવાળી શેરીમાં શ્રીશામળા પાર્શ્વનાથના મંદિરમાં ધાતુની ચોવીશી પરનો લેખ.

॥ सवत् १५५१ वर्षे वैशाष सुदि १३ गुरौ प्राग्वाट ज्ञा० श्रे० महिराज भा अधकू पु. श्रे० हलाकेन भा० रुपमणि भ्रातृ श्रे० हासादि-कुटुंबयुतेन श्रेयोर्थं श्रीअभिनंदनबिंबं कारित प्रतिष्ठित श्रीवीरदेवसूरिभि

સ ૧૫૫૧ના વૈશાખ સુદિ ૧૩ ને ગુરુવારે પ્રાગ્વાટજ્ઞાતીય શ્રેષ્ઠી મહિરાજ, તેમની ભાર્યા અધકૂ તેમના પુત્ર શ્રેષ્ઠી હલાએ, ભાર્યા રૂપમણિ ભાઈ શ્રે૦ હાસા વગેરે કુટુબની સાથે કલ્યાણ માટે શ્રીઅભિનદનસ્વામીનું બિબ ભરાવ્યુ અને તેની શ્રીવીરદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી

[ ३१३ ]

संवत् १५५२ वर्षे माह शुदि ······ मडाणा ग्रामवास्तव्य श्रीमालज्ञातीय व्य. सहिजा भार्या रामति पुत्र व्य० तबाकेन भार्या रती पु० कोल्हादिकुटुंबयुतेन श्रे० श्रीमुनिसुव्रतस्वामिबिंब का. प्र. तपा गच्छे श्रीहेमविमलसूरिभि ॥

સ ૧૫૫૨ના મહા સુદિ ....મડાણા ગામના રહેવાસી શ્રીમાલજ્ઞાતીય વ્ય૦ સહિજા, તેમની ભાર્યા રામતી, તેમના પુત્ર વ્ય તબાએ, ભાર્યા રતી, તેમના પુત્ર કોલ્હા વગેરે કુટુબની સાથે કલ્યાણ માટે શ્રીમુનિસુવ્રતસ્વામીનું બિબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય શ્રીહેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી

---

૩૧૨ ભાની પોળમા આવેલા મોટા શ્રીશાંતિનાથના મદિરમાંની ધાતુની પચતીર્થી પરનો લેખ

૩૧૩. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રી. આદીશ્વર ભગ્વા મદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ

सं. १५५२ वर्षे माघ वदि १२ बुधे प्राग्वाटज्ञातीय श्रे० आसधर भार्या चंपाई पुत्र श्रे० मेघाकेन भा० पूतलि पुत्र भावड भ्रातृ जावड भा० हरषीप्रमुखकुटुंबयुतेन श्रेयोर्थं श्रीसुविधिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीचंद्रगच्छे श्रीवीरदेवसूरिभि. ॥ श्रीमतिपत्तनमहानगरे ॥

સં. ૧૫૫૨ના માહ વદિ ૧૨ ને બુધવારે પ્રાગ્વાટજ્ઞાતીય શ્રે૦ આસધર, તેમની ભાર્યા ચંપાઈ તેમના પુત્ર શ્રેષ્ઠી મેઘાએ, ભાર્યા પૂતલી, પુત્ર ભાવડ ભાઈ જાવડ, તેમની ભાર્યા હરખી વગેરે કુટુંબની સાથે કલ્યાણ માટે શ્રીસુવિધિનાથનુ બિંબ ભરાવ્યું અને તેની શ્રીચંદ્રગચ્છના શ્રીવીરદેવસૂરિએ શ્રીપત્તન (પાટણ) મહાનગરમાં પ્રતિષ્ઠા કરી

[ ३१५ ]

संवत् १५५३ वर्षे पोष वदि १० गुरौ श्रीश्रीमालज्ञातीय श्रे० समधरा भा. लपसाई पु. सूरु भा. रजाई पु. रविजु स्वश्रेयसे श्रीसंभवनाथबिंबं कारापितं श्रीसाधुपूर्णिमापक्षे भ० श्रीविजयचंद्रसूरि तत्पट्टे श्रीउदयचंद्रसूरिभिः प्रतिष्ठितं विधिना ॥ श्रीअहमदावाद वास्तव्य ॥

સં ૧૫૫૩ના પોષ વદિ ૧૦ ને ગુરુવારે અહમદાવાદ ( અમદાવાદ )ના રહેવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી સમધરા, તેમની ભાર્યા લખમાઈ, તેમના પુત્ર સૂરુ, તેમની ભાર્યા રજાઈ, તેમના પુત્ર રવિજુએ પોતાના કલ્યાણ માટે શ્રીસંભવનાથનુ બિંબ ભરાવ્યુ અને તેની શ્રીસાધુપૂર્ણિમાપક્ષીય ભટ્ટારક શ્રીવિજયચંદ્રસૂરિ તેમના પટ્ટધર શ્રીઉદયચંદ્રસૂરિએ વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી

---

૩૧૪ ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડીપાર્શ્વનાથના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૧૫. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

सं. १५५३ वर्षे माघ शु. ५ रवौ श्रीब्रह्माणगच्छे श्रीमालज्ञा. श्रे. धना भा. पेती सु. गणीयाकेन भा. जीविणि भ्रातृ नाथाटीलाभ्यां [ सहितेन ] पितृमातृभ्रातृश्रेयोर्थं श्रीवासपूज्यबिंब का. प्र. भट्टारक श्रीमुनिचद्रसूरिभि कोहरवास्तव्य

સં ૧૫૫૩ના માહ સુદિ ૫ ને રવિવારે કોહરના રહેવાસી, બ્રહ્માણગચ્છીય, શ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી ધના, તેમની ભાર્યા પેતી, તેમના પુત્ર ગણીયાએ, ભાર્યા જીવિણિ, ભાઈ઼ઓ નાથા અને ટીલાની સાથે માતા, પિતા અને ભાઈના કલ્યાણ માટે શ્રીવાસુપૂજ્યસ્વામીનુ બિબ ભરાવ્યું અને તેની ભટ્ટારક શ્રીમુનિચદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३१७ ]

॥ संवत् १५५४ वर्षे पोसवदि ५ शुक्रे मगलीपुरवास्तव्य प्राग्वाट० ज्ञा. म. वीसल भार्या वील्हणदे सु. म. हांसा भा० सरसति सु. तेजाकेन भा. धीरू पुत्र मला हेमा देवराज स्वकुटुंबयुतेन श्रेयोर्थं श्रीसुविधिनाथबिंब कारितं प्र. तपागच्छे श्रीहेमविमलसूरिभि ॥

સં. ૧૫૫૪ના પોષ વદિ ૫ ને શુક્રવારે મગલીપુરના રહેવાસી પ્રાગ્વાટજ્ઞાતીય મ૦ વીસલ, તેમની ભાર્યા વીલ્હણદે, તેમના પુત્ર મ૦ હાંસા, તેમની ભાર્યા સરસ્વતી, તેમના પુત્ર તેજાએ, ભાર્યા ધીરુ, પુત્રો મલા, હેમા, દેવરાજ વગેરે પોતાના કુટુબની સાથે કલ્યાણ માટે શ્રીસુવિધિનાથનુ બિંબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય શ્રીહેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૩૧૬ ભાની પોળમાં આવેલા શ્રીશીતળનાથ ભ૦ના મદિરમાંની ધાતુની પચતીર્થી પરનો લેખ

૩૧૭. ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડી પાર્શ્વનાથના મદિરમાંની ધાતુની પચતીર્થી પરનો લેખ.

[ ३१८ ]

संवत् १५५५ वर्षे कार्त्तिक व. २ बुधे श्रीश्रीमालज्ञा. श्रे. रूपा भा. रांभल्दे सु. केल्हाकेन भा. कुतिगदे सहितेन पितृमातृश्रेयोर्थं श्रीशांतिनाथबिंबं का० प्र० पिप्पलगच्छे श्रीरत्नसागरसूरिपट्टे श्रीदेवचंद्रसूरिभिः ॥ . . . . . . नाम्ना श्रेयोर्थं ।

સં. ૧૫૫૫ના કાર્તિક વદિ ૨ ને બુધવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી રૂપા, તેમની ભાર્યા રાંભલદે, તેમના પુત્ર કેલ્હાએ, ભાર્યા કુતિગદેની સાથે પિતા, માતાના કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીપિપ્પલગચ્છના શ્રીરત્નસાગરસૂરિના પટ્ટધર શ્રીદેવચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી..........નામના કલ્યાણ માટે.

[ ३१९ ]

॥ सं. १५५८ वर्षे फागुण शु. ११ गुरौ उपकें० धनतियागोत्रे सा. रतना भा. ससारा पु. सा. लषमण(णेन) भा. लषमादे पु. मोकल वीरमादि अष्टयुतेन आत्मपुण्यार्थं श्रीशांतिनाथबिंबं कारितं प्र० पल्लिकीय ग. भ. उ[द्]योयतसूरिभिः . . . . . .

સં. ૧૫૫૮ના ફાગણ સુદિ ૧૧ ને ગુરુવારે ઉપકેશગચ્છીય, ધનતિયાગોત્રીય શા રતના, તેમની ભાર્યા સસારા, તેમના પુત્ર સા. લખમણે, ભાર્યા લખમાદે, પુત્રો મોકળ, વીરમ વગેરે આઠ પુત્રોની સાથે પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની પલ્લિકીયગચ્છના ભટ્ટારક ઉદ્યોયત(ઉદ્યોત)સૂરિએ પ્રતિષ્ઠા કરી.

૩૧૮. અખી ડોસીની પોળમાં આવેલા નાના શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૧૯. કડિયાવાસમાં આવેલા શ્રીવાસુપૂજ્યસ્વામીના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

॥ संवत् १५५८ वर्षे आषाढ सुदि १० सोमे श्रीपत्तनवास्तव्य प्राग्वाटज्ञातीय व्य. राजड सुत व्य. घी . . . . . . . . . देना भार्या कनकाई सुत व्य. सोनारूपाभ्यां भा. बकूसुत विमल सिंहादिकुटुंबयुतेन श्रीअजितनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीतपागच्छनायक श्रीनिगमाविभविक परमगुरु श्रीश्रीश्रीइंद्रनंदिसूरिभिः ॥ श्री ॥

સં. ૧૫૫૮ના અષાડ સુદિ ૧૦ ને સોમવારે શ્રીપત્તન (પાટણના) રહેવાસી વ્ય૦ રાજડ, તેમના પુત્ર વ્ય૦ ખી.........દેના ભાર્યા કનકાઈ, તેમના પુત્ર વ્ય૦ સોના અને રૂપાએ [ સોનાની] ભાર્યા બકૂ, પુત્રો વિમલ અને સિંહા વગેરે કુટુંબની સાથે શ્રીઅજિતનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીનિગમાવિભવિક પરમગુરુ શ્રીઇંદ્રનંદિસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३२१ ]

॥ संवत् १५६० वैशाप शुदि ३ बुधे श्रीश्रीमालज्ञातीय श्रे० सहिसा भा० माणिकि सुत श्रे० माणार भा. मोहणदे सुत श्रे० परबत (तेन) भा. प्रेमलदे सुत कर्मणादिकुटुंबयुतेन स्वश्रेयसे श्रीश्रेयांसनाथ चतुर्विंशतिपट्टः कारितं श्रीआगमगच्छे श्रीश्रीश्रीविवेकरत्नसूरिगुरूपदेशेन प्रतिष्ठितं मांडलिवास्तव्यः ॥

સં. ૧૫૬૦ના વૈશાખ સુદિ ૩ ને બુધવારે માંડલના રહેવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી સહિસા, તેમની ભાર્યા માણિકિ, તેમના પુત્ર શ્રેષ્ઠી

---

૩૨૦. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૨૧. ગેલા શેઠની પોળમાં આવેલા શ્રીનેમીશ્વરના મંદિરમાંની ધાતુની ચોવીશી પરનો લેખ.

મારણ, તેમનો ભાર્યા મેહણદે, તેમના પુત્ર શ્રેષ્ઠી પંચાલે, ભાર્યા પ્રેમલદે, પુત્ર કર્મણ વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીશ્રેયાંસનાથ ભગવાનનો ચોવીશીનો પટ્ટ ભરાવ્યો અને તેની આગમ-ગચ્છના શ્રીવિવેકરત્નસૂરિ ગુરુના ઉપદેશથી પ્રતિષ્ઠા કરી.

[ ૩૨૨ ]

॥ सं. १५६१ वर्षे माघ शु० ५ शुक्रे श्रीश्रीमालज्ञातीय श्रे० चांपा सु. श्रे. समधर भार्या ऊमा सु. २ दो. राजा (जेन) राजा भार्या मान्हणदे स्वपितृमातृश्रेयोर्थं श्रीसुविधिनाथबिंबं कारापितं श्रीपूर्णिमापक्षे । भट्टाहिर श्रीगुणतिलकसूरिभिः प्रतिष्ठितं ।

સં. ૧૫૬૧ના મહા સુદિ ૫ ને શુક્રવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી ચાંપા, તેમના પુત્ર શ્રેષ્ઠી સમધર, તેમની ભાર્યા ઉમા, તેમના બે પુત્રો દો૦ રાજા અને રાણી અને ભાર્યા માન્હણદેએ પોતાના માતા-પિતાના કલ્યાણ નિમિત્તે શ્રીસુવિધિનાથનું બિંબ ભરાવ્યું અને તેની પૂર્ણિમા પક્ષના ભટ્ટા. શ્રીગુણતિલકસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૩૨૩ ]

॥ संवत् १५६३ वर्षे आषाढ सुदि ७ दिने देलीआसूलवास्तव्य मं. वना भा. लक्ष्मी पु. मं. लटा हांसा वरसिंग लटा भा. मचकू हीरादे पहुती पु. पेता कडुआ लींबायुतेन लक्ष्म्या श्रेयसे श्रीश्रीश्रीशांतिनाथबिंबं कारितं श्री पु(पू)र्णि० प्रादुर्भविक पूज्य श्रीइंद्रनंदिसूरिभिः प्रतिष्ठितं कुतुबपुर पक्षे ॥

સં. ૧૫૬૩ના અષાઢ સુદિ ૭ના રોજ દેલીઆસનના રહેવાસી

---

૩૨૨. ભાની પોળમાં આવેલા મોટા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૨૩. ભાની પોળમાં આવેલા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

મં૦ વના, તેમની ભાર્યા લક્ષ્મી, પુત્રો મં૦ લટા, હાંસા, વરસિંગ; તેમાં લટાની ભાર્યાઓ મચકૂ, હીરાદે, પહુતી, પુત્રો ખેતા, કડુઆ અને લીંબાની સાથે લક્ષ્મીના કલ્યાણ માટે શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યું અને તેની પૂર્ણિમા પક્ષમાંથી ઉદ્ભવેલા કુતુબપુર પક્ષના પૂજ્ય શ્રીઇંદ્રનંદિસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३२४ ]

संवत् १५६४ वर्षे ज्येष्ठ सुदि १ शुक्रे नागरज्ञातीय कूकरवाडा वास्तव्य। श्रे० पोपट भा० भली सु. मांडणकेन भार्या रही सु० माणा शाणा रीडा प्र. कुटुंबयुतेन स्वश्रेयसे श्रीसुमतिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्री[त]पापक्षे श्रीउदयसागरसूरिपट्टे श्रीलब्धिसागरसूरिभिः ॥

સં. ૧૫૬૪ના જેઠ સુદિ ૧ ને શુક્રવારે નાગરજ્ઞાતીય, કુકરવાડાના રહેવાસી શ્રેષ્ઠી પોપટ, તેમની ભાર્યા ભલી, તેમના પુત્ર માંડણે, ભાર્યા રહી. પુત્રો માણા, શાણા, રીડા વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીસુમતિનાથ ભગવાનનુ બિંબ ભરાવ્યુ અને તેની શ્રીતપાગચ્છીય શ્રીઉદયસાગરસૂરિના પટ્ટધર શ્રીલબ્ધિસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३२५ ]

॥ सं. १५६६ वर्षे वदि ५ सोमे सूरत वा. श्रीमाली श्रे. टीमा भार्या वनी सुत वेणा ( णेन ) भा० केबाई सु. नाइया प्र. कुटुंबयुतेन स्वश्रे[य]से श्रीसंभवनाथबिंबं कारितं प्र० श्रीसूरिभिः ।

સં. ૧૫૬૬ના વદિ ૫ ને સોમવારે સુરતવાસી શ્રીમાલી શ્રેષ્ઠી ટીંભા, તેમની ભાર્યા વની, તેમના પુત્ર વેણાએ, ભાર્યા કેબાઈ અને પુત્ર નાઈયા વગેરે કુટુંબ સાથે પોતાના કલ્યાણ માટે શ્રીસંભવનાથનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૩૨૪. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રી. આદીશ્વરના મંદિરમાં ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૨૫. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

[ ३२६ ]

॥ संवत १५६७ वर्षे ज्ये. व० १३ दिने श्रीमालज्ञातीय स० भईआ भार्या मान्हणदे पुत्र सं. अमरा स. भोणा स० कडूआ सं. भाणा. स. भाणा भा। लालीनाम्या पुत्र सं. तेजादिकुटुंबयुतया स्वश्रेयसे श्रीशांतिनाथबिंबं का. प्र. तपागच्छे श्रीहेमविमलसूरिभिः श्रीरस्तु ।

સ ૧૫૬૭ના જેઠ વદિ ૧૩ ના દિવસે શ્રીમાલજ્ઞાતીય સ. ભાઈઆ, તેમની ભાર્યા માન્હણદે, તેમના પુત્રો સ અમરા, સ ભોણા, સ. કડુઆ, સ ભાણા, તેમાં ભાણાની ભાર્યા લાલીએ, પુત્ર સં તેજા વગેરે કુટુંબ સાથે પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથનું બિબ ભરાવ્યુ અને તેની તપાગચ્છના શ્રીહેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३२७ ]

॥ सवत् १५७० वर्षे पोस वदि ५ रवौ श्री अहमदा[वाद] नगरे श्रीश्रीवंशे सा० पहिराज भा. रूपी सुत सा. सिंघदत्त भा. मगाई सुत सा० अमीपाल भा० दीवडि सुश्राविकया पुत (त्र) साह सहजपाल सा. विजयपाल सहितया स्वश्रेयसे श्रीअंचलगच्छे श्रीभावसागरसूरीणामुपदेशेन। श्रीपद्मप्रभस्वामिबिंबं कारितं प्रतिष्ठितं 'श्रीसघेन ॥ श्री दीवडिश्रेयसे ॥ श्रीरस्तु

સ ૧૫૭૦ ના પોષ વદિ ૫ ને રવિવારે શ્રીઅહમદાવાદ નગરમાં શ્રીવંશના શા પહિરાજ, તેમની ભાર્યા રૂપી, તેમના પુત્ર શા સિંઘદત્ત, તેમની ભાર્યા મગાઈ, તેમના પુત્ર શા. અમીપાલ, તેમની ભાર્યા નામે

---

૩૨૬ આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૨૭ આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ

દીવડિ સુશ્રાવિકાએ, પુત્ર શા. સહજપાલ અને શા. વિજયપાલની સાથે પોતાના કલ્યાણ માટે અંચલગચ્છના શ્રીભાવસાગરસૂરિના ઉપદેશથી શ્રીપદ્મપ્રભસ્વામીનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી શ્રીદીવડિના કલ્યાણ માટે.

[ ३२८ ]

॥ संवत् १५७० वर्षे माघसुदि ३ रवौ उसवालज्ञातीय धीणगोत्रे भ० मेघा पुत्र जेसंग भा० पदमाई पु. भ० सहसकरण भा. चांदु पु. भ० जेसंग पु. भ. उ[द्]द्योतसुपुण्यार्थं भ. वरधमान भार्या विलाई सुकुटुंबयुतेन श्रीपार्श्वनाथबिंबं का० बृहद्गच्छे श्रीकार्मचंद्रसूरिभिः ॥श्री॥

સં. ૧૫૭૦ના માહ સુદિ ૩ ને રવિવારે ઉસવાલજ્ઞાતીય, ધીણગોત્રીય ભ. મેઘા, તેમના પુત્ર જેસંગ, તેમની ભાર્યા પદમાઈ, તેમના પુત્ર ભ૦ સહસકરણ, તેમની ભાર્યા ચાંદુ, તેમના પુત્ર ભ૦ જેસંગે, પુત્ર ભ૦ ઉદ્યોતના પુણ્યાર્થે ભ૦ વર્ધમાન, તેમની ભાર્યા વિલાઈ વગેરે કુટુંબની સાથે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની બૃહદ્ગચ્છીય શ્રીકાર્મચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३२९ ]

॥ संवत् १५७१ वर्षे वैशाषशुदि ५ दिने श्रीश्रीमालीज्ञाती० से. वईजा भा० वईजलदे सुत श्रे. लषा (खेण) भा० खीमाई पु. वूघा देवराज राजपाल सहितैः (तेन) स्वश्रेयसे श्रीसुमतिनाथ बिं. का० पूर्णिमा

૩૨૮. બંબાવાળી શેરીમાં આવેલા શ્રીશામળા પાર્શ્વનાથ ભ૦ના દેરાસરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૨૯. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ

पक्षे प्र० श्रीमुनिचंद्रसूरिभिः ॥

સં. ૧૫૭૧ના વૈશાખ સુદિ ૫ના રોજ શ્રીશ્રીમાલજ્ઞાતીય શેઠ વર્ધ્મ, તેમની ભાર્યા વર્ધમલદે, તેમના પુત્ર શ્રેષ્ઠી લખાએ, ભાર્યા ખીમાઈ, તેમના પુત્રો ધૂના, દેવરાજ અને નરપાલની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીસુમતિનાથનું બિંબ ભરાવ્યુ અને પૂર્ણિમા પક્ષના શ્રીમુનિચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३३० ]

॥ सं० १५७२ वर्षे चैत्र वदि ३ दिने । उकेशवंशे छाजहडगोत्रे सं० कुझा भा० श्रा० कपूरदे पुत्र सं. देवदत्त भा. जीवणिश्राविकया । पु. सं. नाकर सं. धनपाल पौत्र रूपा सूटा कान्हादिपरिवार युतया स्वपुण्यार्थे श्री धर्मनाथबिंबं का० प्र० श्रीखरतरगच्छे । श्रीजिनसागरसूरिपट्टे श्रीजिनहर्षसूरिपट्टालंकारश्रीजिनचंद्रसूरिभिः । शुभं भवतु श्रीरस्तु ॥

સં. ૧૫૭૨ના ચૈત્ર વદિ ૩ના દિવસે ઉકેશવંશના છાજહડ-ગોત્રીય સં. કુઝા, તેમની ભાર્યા શ્રાવિકા કપૂરદે, તેમના પુત્ર સં દેવદત્ત, તેમની ભાર્યા જીવણિ શ્રાવિકાએ પુત્રો સં નાકર, સં. ધનપાલ, પૌત્રો રૂપા, સૂટા, કાન્હા વગેરે પરિવારની સાથે પોતાના પુણ્યાર્થે શ્રીધર્મનાથ ભગવાનનું બિંબ ભરાવ્યુ અને તેની શ્રીખરતરગચ્છીય શ્રીજિનસાગર-સૂરિ, તેમના પટ્ટધર શ્રીજિનસુંદરસૂરિ, તેમના પટ્ટધર શ્રીજિનહર્ષસૂરિ, તેમના પટ્ટાલંકાર શ્રીજિનચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી. શુભ થાઓ.

---

૩૩૦. આની પોગમાં આવેલા શ્રીધર્મનાથ ભ૦ના મંદિરમાં ધાતુની ચોવીસી પરનો લેખ.

सं. १५७६ वर्षे माह सुदि ५ रवौ श्रीनाणावालगच्छे उसवाल ज्ञातीय नागगोत्रे। सीहड शाषा वेला भार्या(र्या)र वीजलदे देपू वीजलदे पु० जेसा भा० रमी पु० हीरापेताकेन पूर्वज पुन्यार्थं श्रीशांतिनाथबिंबं कारितं प्र० श्रीशां(ति)सूरिभिः ॥ कोटडीवास्तव्य ॥ श्री

સં. ૧૫૭૬ના માહ સુદિ ૫ ને રવિવારે શ્રીનાણાવાલગચ્છીય, ઓશવાલજ્ઞાતીય, નાગગોત્રીય સોહડ શાખાના કોટડીના રહેવાસી વેલા, તેમની ભાર્યાઓ બે વીજલદે અને દેપૂ; તેમાં વીજલદેના પુત્ર જેસા, તેમની ભાર્યા રમી, તેમના પુત્ર હીરા અને પેથાએ પૂર્વજોના પુણ્યાર્થે શ્રીશાંતિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીશાંતિસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३३२ ]

सं. १५७७ वर्षे वैशाख सुदि ११ गुरौ श्रीश्रीमालज्ञातीय श्रे. वाछा भार्या रितू सुत हंसराज भा० हासी सुत भीमाहर्षाभ्यां आत्मश्रेयोऽर्थं मातृ पितृनिमित्तं श्रीआदिनाथबिंबं का० प्र० ब्रह्माणगच्छे गच्छनायक श्रीबुद्धिसागरसूरिपट्टे श्रीविमलसूरिभिः ॥ डाझरुआ वास्तव्यः ॥

સં. ૧૫૭૭ના વૈશાખ સુદિ ૧૧ ને ગુરુવારે શ્રીમાલજ્ઞાતીય ડાઝરૂઆના રહેવાસી શ્રેષ્ઠી વાછા, તેમની ભાર્યા રિતૂ, તેમના પુત્ર હંસરાજ, તેમની ભાર્યા હાસી, તેમના પુત્રો ભીમા અને હર્ષાએ પોતાના કલ્યાણ માટે માતા અને પિતાના પુણ્ય નિમિત્તે શ્રીઆદિનાથનું બિંબ ભરાવ્યું અને તેની બ્રહ્માણગચ્છના નાયક શ્રીબુદ્ધિસાગરસૂરિના પટ્ટધર શ્રીવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૩૩૧. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રી. આદીશ્વર ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૩૨. દેસાઈવાડામાં આવેલા શ્રીકલ્યાણ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પ્રતિમા પરનો લેખ.

॥ सं. १५७७ वर्षे ज्येष्ट शुदि ५ शनौ ओसवालज्ञातीय अमदावाद वास्तव्य स. वरजाग भा० स० वन्पूदे० सु० स समरथेन सं. देवराज पुत्र सं जेसिंगपुत्र सं वरजाग ॥ श्री भा० सपूराई पुत्र स. श्रीवत श्रीहंस श्रीरंग पौ० विद्याधरादि कुटुंबयुतेन स्वश्रेयसे श्रीशांतिनाथबिंब का० प्र० श्रीतपागच्छेश श्रीहेमविमलसूरिभि वडनगरा ॥लोढा

સં. ૧૫૭૭ના જેઠ સુદિ ૫ ને શનિવારે ઓસવાલજ્ઞાતીય, અમદાવાદના રહેવાસી સ. વરજાગ, તેમની ભાર્યા સ વદ્દૂદે, તેમના પુત્ર સ સમરથે, સ દેવરાજના પુત્ર સ જેસિંગ, તેમના પુત્ર સ વરજાગ અને સમરથની ભાર્યા સપૂરાઈ, તેમના પુત્રો શ્રીવત શ્રીહંસ, શ્રીરંગ, પૌત્ર વિદ્યાધર વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય શ્રીહેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી વડનગરા લોઢા

[ ३३४ ]

॥ स १५७७ वर्षे ज्ये० शु० ५ श० उकेशज्ञातीय अहम्मदावाद वासि सं० वरजाग सु० स० समरथ भा० सपूराई सु० श्रीहंसेन भा० कर्माई सु० वीरपालादि कु. यु स्वश्रेयसे श्रीचंद्रप्रभबिंब का. प्र. श्रीहेमविमलसूरिभि वडेनगर ॥ लोढागोत्रे ॥

સ ૧૫૭૭ ના જેઠ સુદિ ૫ ને શનિવારે ઊકેશજ્ઞાતીય, અમદાવાદ નિવાસી, સ વરજાગ, તેમના પુત્ર સ સમરથ, તેમની ભાર્યા સપૂરાઈ,

---

૩૩૩ ભાની પોળમાં આવેના શ્રીશીતલનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ

૩૩૪ ગેના શેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વરના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ

તેમના પુત્ર શ્રીહંસે, ભાર્યા કર્માઈ, પુત્ર વીરપાલ વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીચંદ્રપ્રભસ્વામીનું બિંબ ભરાવ્યુ અને તેની શ્રીહેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી. વડેનગર, લોઢાગોત્રે.

[ ૩૩૫ ]

॥ संवत् १५७९ वर्षे वैशाख शुदि ४ रवौ उएशवंशे। भाटीया-गोत्रे सा० वेला पु० सा० हर्षा भा० श्री० रंगाई पु० सा० माका भा० श्रा० धनाईकेन ने(नि)जपुण्यार्थं श्रीवास(सु)पूज्यबिंबं का० खरतरगच्छे प्र० श्रीजनचंद्रसूरिभि. श्रीपत्तने अणहिल्ल ॥

સ. ૧૫૭૯ના વૈશાખ સુદિ ૪ ને રવિવારે ઉપકેશવંશીય, ભાટિયા-ગોત્રીય શા. વેલા, તેમના પુત્ર શા હર્ષા, તેમની ભાર્યા શ્રાવિકા રંગાઈ, તેમના પુત્ર શા. માકા, તેમની ભાર્યા શ્રાવિકા ધનાઈએ, પોતાના પુણ્યાર્થે શ્રીવાસુપૂજ્યસ્વામીનું બિંબ ભરાવ્યુ અને તેની ખરતરગચ્છીય શ્રીજિનચંદ્રસૂરિએ શ્રીઅણહિલ્લપત્તનમાં પ્રતિષ્ઠા કરી.

[ ૩૩૬ ]

संवत् १५७९ वर्षे वैशाप शुदि ५ सोमे श्रीश्रीमालज्ञातीय श्रे० माणार भा० मोहणदे सुत श्रे० पासाकेन भा० धनी सुत हीरा कुरा हीरासुत जसा भ्रातृश्रे० परबत श्रे० सिंघादिकुटुंबयुतेन स्वश्रेयसे श्रीशीतलनाथचतुर्विंशतिपट्टः आगमगच्छे। श्रीविवेकरत्नसूरीणामुपदेशेन। कारितः प्रतिष्ठितं।

સં. ૧૫૭૯ના વૈશાખ સુદિ ૫ ને સોમવારે શ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી

---

૩૩૫. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વ-નાથના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૩૬. ખજૂરીની શેરીમાં આવેલા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની ચોવીસી પરનો લેખ.

માણાર તેમની ભાર્યા મોહણદે, તેમના પુત્ર શ્રેષ્ઠી પાસાએ, ભાર્યા ધની, પુત્રો હીરા અને કુરા, તેમાં હીરાનો પુત્ર જસા, [ પાસાના ] ભાઈઓ શ્રેષ્ઠી પરબત અને શ્રેષ્ઠી સિંધા વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીશીતલનાથ ભગવાનની ચોવીસીનો પટ્ટ આગમગચ્છીય શ્રીવિવેકરત્નસૂરિના ઉપદેશથી ભરાવ્યો અને પ્રતિષ્ઠિત કર્યો.

[ ३३७ ]

॥ संवत् १५७९ वर्षे वैशाष सुदि ५ सोमे श्रीश्रीमाल० पोटाइवंशे व्य० समधर भा० तिलू सु० देवदत्त(त्तेन)भा० लाली सु० पेता श्रीराज पांचा प्रमुखकुटुंबयुतेन श्रीअजितनाथबिंबं कारितं प्रतिष्ठितं पीपलगच्छे श्रीधर्मवल्लभसूरि तत्पट्टे श्रीधर्मविमलसूरि ········।

સં. ૧૫૭૯ના વૈશાખ સુદિ ૫ ને સોમવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય, પોટાઈવંશના વ્ય. સમધર, તેમની ભાર્યા તિલૂ, તેમના પુત્ર દેવદત્તે, ભાર્યા લાલી અને પુત્રો પેતા, શ્રીરાજ, પાંચા વગેરે કુટુંબ સાથે શ્રીઅજિતનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની પીપલગચ્છના શ્રીધર્મવલ્લભસૂરિ, તેમના પટ્ટધર શ્રીધર્મવિમલસૂરિ.........એ પ્રતિષ્ઠા કરી.

[ ३३८ ]

संवत् १५७९ वर्षे वैशाष सुदि पंचाम्यां सोमे प्रागवाटज्ञातीय साह जसा भार्या पूनी पुत्र साह सोमा भार्या मोहली पुत्ररत्न साह नगा सुश्रावकेण भ्रातृ हरा ······ वीरपाल कुंरपाल रत्नपाल सोमपाल भीला चांदा भार्या रमाई प्रमुख परिवार सश्रीकेण स्वश्रेयसे श्रीशान्ति-

૩૩૭. પરામાં આવેલા શ્રીધર્મનાથ ભ૦ ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૩૮. મેલા શેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વરના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

नाथबिंबं कारितं प्रतिष्ठितं तपागच्छे श्रीसुमतिसाधुसूरिपट्टे हेमविमल सूरिभिः ॥ शुभं भवतु ॥ १

સં ૧૫૭૯ ના વૈશાખ સુદિ ૫ ને સોમવારે પ્રાગ્વાટજ્ઞાતીય શા. જસા, તેમનો ભાર્યા પૂનો, તેમના પુત્ર શા. સોમા, તેમની ભાર્યા મોહલી, તેમના પુત્રરત્ન શાહ નગા નામના સુશ્રાવકે, ભાઇ હરા...... પીરપાલ, કુરપાલ, રત્નપાલ, સોમપાલ, ભીલા, ચાંદા, [ નગાની ] ભાર્યા રમાઈ વગેરે પરિવાર લક્ષ્મી વડે પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય શ્રીસુમતિસાધુસૂરિના પટ્ટધર શ્રીહેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી. શુભ થાઓ.

[ ३३९ ]

॥ संवत् १५७९ वर्षे वैशाप सुदि ६ सोमे श्रीश्रीमालज्ञातीय। श्रे० हर्षा भार्या माणिकि सुता बाई विमलाई नाम्न्या स्वश्रेयसे श्रीशांति-नाथबिंबं कारापितं। तपापक्षे प्रतिष्ठितं श्रीहेमविमलसूरिभिः ॥ श्रीः ॥

સં. ૧૫૭૯ના વૈશાખ સુદિ ૬ ને સોમવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી હર્ષા, તેમની ભાર્યા માણિકિ, તેમની પુત્રી નામે બાઈ વિમલબાઈએ પોતાના કલ્યાણ માટે શ્રીશાંતિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાપક્ષીય શ્રીહેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३४० ]

॥ संवत् १५८० वर्षे कार्त्तिक शुदि १२ गुरौ श्रीमालज्ञातीय मंत्रि अर्जन भा० अहिवदेव सुत भादु सादु हासु भादा भार्या झनू सुत

---

૩૩૯. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૪૦. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

लटकण कुटुंबयुतेन स्वश्रेयोर्थं श्रीशीतलनाथबिंबं कारितं पूर्णिमापक्षे भ० श्रीरत्नतिलकसूरिभिः प्रतिष्ठितं ॥

સં. ૧૫૮૦ ના કાર્તિક સુદિ ૧૩ ને ગુરુવારે શ્રીમાલજ્ઞાતીય મંત્રી અર્જુન, તેમની ભાર્યા અહિવદે, તેમના પુત્રો ભાદુ, સાદુ, હાસુ, તેમાં ભાદાની ભાર્યા ઝબૂ, તેમના પુત્ર લટકણ વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીશીતલનાથનું બિંબ ભરાવ્યું અને તેની પૂર્ણિમા પક્ષના શ્રીરત્નતિલકસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३४१ ]

॥ संवत् १५८१ वर्षे माघ वदि १० शुक्रे श्रीअहम्मदावाद वास्तव्य प्राग्वाटवृद्धशाखीय मं. वर्धन सुत सा० धर्मण भा० माणिकि सु० सा० लकाकेन भा० ललनादे पु० तिहुणसी प्रमुखकुटुंबयुतेन श्रीशांतिनाथबिंबं कारितं श्रीसन्निगमप्रभावक परमगुरु श्रीआनंदसागरसूरिभिः प्र०

સં. ૧૫૮૧ના માહ વદિ ૧૦ ને શુક્રવારે શ્રીઅમદાવાદના રહેવાસી પ્રાગ્વાટ-વૃદ્ધશાખીય મં. વર્ધન, તેમના પુત્ર શા. ધર્મણ, તેમની ભાર્યા માણિકિ, તેમના પુત્ર શા. લકાએ, ભાર્યા લલનાદે, પુત્ર તિહુણસી વગેરે કુટુંબ સાથે શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યું અને તેની નિગમપ્રભાવક પરમગુરુ શ્રીઆનંદસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३४२ ]

॥ संवत् १५८३ वर्षे ज्येष्ट सुदि ९ शुक्रे श्रीश्रीमालज्ञातीय मंत्रि कमा भार्या वइजी सुत वीपा नाकर पासा भार्या पूरी सुत नाथा स्वकुटुंब-

૩૪૧. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વરના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ

૩૪૨. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાંની ધાતુની ચોવીસી પરનો લેખ.

युतेन वीपाकेन आत्मश्रेयोर्थं श्रेयांसनाथ चतुर्विंशतिपट्टः कारितः प्रतिष्ठितः श्रीआगमगच्छे श्रीमुनिरत्नसूरि तत्पट्टे श्रीआणंदरत्नसूरिभिः महिसाणावास्तव्यः स्वपुत्रस्य सुखंकारको भवतु ।

સં. ૧૫૮૩ ના જેઠ સુદિ ૯ ને શુક્રવારે મહેસાણાના રહેવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય મંત્રી કમા, તેમની ભાર્યા વર્છી, તેમના પુત્રો વીપા, નાકર, પાસા, [ વીપાની ] ભાર્યા પુરી, તેમના પૂત્ર નાથા વગેરે કુટુંબની સાથે વીપાએ પોતાના કલ્યાણ માટે શ્રીશ્રેયાંસનાથનો ચોવીશીનો પટ ભરાવ્યો અને તેની આગમગચ્છીય શ્રીમુનિરત્નસૂરિએ પ્રતિષ્ઠા કરી તે પોતાના પુત્રને સુખકારક થાઓ.

[ ૩૪૩ ]

संवत् १५८५ वर्षे वैशाप शु ······ श्रीश्रीमालज्ञातीय मं० ········ अमरा सुत मं० धम्मा भा० तमादे पुण्यार्थं श्रीशंभवनाथबिंबं कारितं प्र० ······ अंचलगच्छे ·······

સં. ૧૫૮૫ના વૈશાખ સુદિ........શ્રીશ્રીમાલજ્ઞાતીય મંત્રી...... અમરા, તેમના પુત્ર મં. ધમ્મા, તેમની ભાર્યા તમાદેના પુણ્યાર્થે શ્રીસંભવનાથનું બિંબ ભરાવ્યું અને તેની અંચલગચ્છના........... પ્રતિષ્ઠા કરી.

[ ૩૪૪ ]

' ॥ संवत् १५८७ वर्षे वैशाप वदि ७ दिने सोमे श्रीश्रीमालज्ञातीय दो० रेहिया भार्या चंपाई पुत्र दो० सेपा भार्या कमलाई पुत्र दो०

૩૪૩. અંબાવાળી શેરીમાં આવેલા શ્રીશામળા પાર્શ્વનાથના નાના મંદિરમાંની ધાતુની નાની પંચતીર્થી પરનો લેખ.

૩૪૪. ભાની પોળમાં આવેલા શ્રીશાંતિનાથના મોટા મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

वीराकेन स्वश्रेयोर्थं श्रीशीतलनाथबिंबं कारितं श्रीश्रीश्रीसूरिभिः

સં. ૧૫૮૭ના વૈશાખ વદિ ૭ ને સોમવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય દો૦ રોહિયા, તેમની ભાર્યા ચંપાઈ, તેમના પુત્ર દો૦ સેખા, તેમની ભાર્યા કમલાઈ, તેમના પુત્ર દો૦ વીરાએ પોતાના કલ્યાણ માટે શ્રીશીતલનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३४५ ]

॥ संवत १५८७ वर्षे वैशाप वदि ७ शुक्रे मं. वला भार्या मही सुत हराजन भा० पनी पु० शवसा ······ आत्मश्रेयोर्थं श्रीशांतिनाथबिंबं कारापितं पिप्पलगच्छे त्रिभवीआ श्रीश्रीधर्मविमलसूरिभिः प्रतिष्ठितं। वावडी ग्रामे ॥

સં. ૧૫૮૭ના વૈશાખ વદિ ૭ ને શુક્રવારે મંત્રી વેલા, તેમની ભાર્યા મહી, તેમના પુત્ર હરાજન, તેમની ભાર્યા પની, તેમના પુત્ર શવસા.........પોતાના કલ્યાણ નિમિત્તે શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યું અને તેની પિપ્પલગચ્છના ત્રિભવીઆ શ્રીધર્મવિમલસૂરિએ વાવડીમાં પ્રતિષ્ઠા કરી.

[ ३४६ ]

॥ संवत् १५९१ वर्षे वैशाप वदि २ सोमे श्रीश्रीमालज्ञातीय श्रा० वांछा भा० विजी सुत गणपु(त्र)त श्रीपतिकेन भा० २ प्र० ईसरीयादे सुत वीरपाल। द्वि० ······ या ······ निजकुटुंब

૩૪૫. ભાની પોળમાં આવેલા શ્રીધર્મનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૪૬. ભાની પોળમાં આવેલા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

श्रेयोर्थं श्रीशांतिनाथबिंबं का० प्र० श्रीचैत्रगच्छे चांद्रसमा आ भ० श्रीरत्न
(त्रि)(त्ति) रत्नसूरिणामुपदेशेन · · · · · · ग्रामान

સં ૧૫૬૧ના વૈશાખ વદિ ૨ ને સોમવારે શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રે૦ વાંછા, તેમની ભાર્યા વીજી, તેમના પુત્ર ગણુ, તેમના પુત્ર શ્રીપતિએ, પ્રથમ ભાર્યા ઈસરીયાદેના પુત્ર વીરપાલ અને બીજી ભાર્યા... ... વગેરે કુટુંબના કલ્યાણ માટે શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યું અને તેની ચૈત્રગચ્છના ચાંદ્રસમા આ ભ૦ શ્રીરત્નસૂરિના ઉપદેશથી ગ્રામ..... .....
[ પ્રતિષ્ઠા કરી ]

[ ३४७ ]

संवत १६०० वर्षे वैशाषमासे शुक्लपक्षे १३ शुक्रे श्रीपत्तने प्राग्वाट ज्ञा. श्रे० करणा (णेन) भा. करमादे सु. श्रे. टोकर तेजपाल सपरिवारयुतेन स्वपुण्यार्थं श्रीशीतलनाथबिंबं कारापितं प्र० तपागच्छे श्रीसोमविमलसूरिभिः अंबाविगोत्रजाप्रसादात् दीर्घाय[?] भवेत्

સં. ૧૬૦૦ના વૈશાખ માસની સુદિ ૧૩ ને શુક્રવારે શ્રીપત્તન નગરમાં પ્રાગ્વાટજ્ઞાતીય શ્રે૦ કરણાએ, ભાર્યા કરમાદે, પુત્રો શ્રેષ્ઠી ટોકર અને તેજપાલ પરિવાર સાથે પોતાના પુણ્ય માટે શ્રીશીતલનાથનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છના શ્રીસોમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી. અંબાવીગોત્રજાના પ્રભાવથી દીર્ઘાયુ થાય.

[ ३४८ ]

॥ सं० १६१० वर्षे फागुणवदि २ सोमे ऊशवंशे श्रा० संपूराई

---

૩૪૭ તળોણી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી જીના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૪૮ આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર જીના મંદિરમાંની ધાતુની એકતીર્થી પરનો લેખ.

पुत्र लाडणयुतेन श्रा. संपूराई स्वपुन्यार्थं ।श्रीश्रीश्रीश्रेयांसना. बिंबं कारितं प्रतिष्टितं श्रीपूर्णिमापक्षे म० श्रीपुण्यप्रमसूरिभिः . . . . . . .

સં. ૧૬૧૦ના ફાગણ વદિ ૨ ને સોમવારે ઓસવંશીય શ્રાવિકા સંપૂરાઈએ, પુત્ર લાડણ સાથે શ્રાવિકા સંપૂરાઈના પુણ્યાર્થે શ્રીશ્રેયાંસનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની પૂર્ણિમા પક્ષના શ્રીપુણ્યપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૩૪૯ ]

॥ संवत् १६१० वर्षे फागुणवदि २ श्रीपत्तनवास्तव्य । उसवालज्ञातीय । सा । श्रीपाल । भार्या बाई पदमा पुत्र । सा वर्धमान । भार्या बाई डबकाई श्रीसीतलनाथबिंबं कारापित । पुण्यार्थं श्रीसाधुपु(पू)र्णिमापक्षे । श्री । विद्याचंद्रसूरिभिः ।

સં. ૧૬૧૦ના ફાગણ વદિ ૨ ના રોજ શ્રીપત્તનના રહેવાસી, ઓસવાલ જ્ઞાતીય, શા. શ્રીપાલ, તેમની ભાર્યા બાઈ પદમા, તેમના પુત્ર શા વર્ધમાન, તેમની ભાર્યા બાઈ ડબકાઈએ શ્રીશીતલનાથ ભગવાનનું બિંબ પુણ્યાર્થે ભરાવ્યું અને તેની શ્રીસાધુપૂર્ણિમા પક્ષના શ્રીવિદ્યાચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

*॥ सं. १७६९ व । वै । व । १ गुरौ थारासुत पुरवी । कडवामताधिना जसराजकेन श्रीशीतलनाथ बिं. का । प्र. तपागच्छे श्रीज्ञानविमलसूरिभिः ॥

સં. ૧૭૬૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે શ્રે૦ થારા, તેમના પુત્ર પુરવી, કડવામતીય શ્રીજસરાજે શ્રીશીતલનાથનું બિંબ કરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૩૪૯. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ની સામેની ધાતુની મોટી પંચતીર્થી પરનો લેખ.

*આ પંચતીર્થીના મૂળનાયક પરનો લેખ. આ પંચતીર્થી પરિકર

[ ३५० ]

संवत् १६१० वर्षे शाके १४७५ प्रवर्तमाने फागुण वदि २ सोमे ओसवालज्ञातीय . . . . . . भार्या अजाई सुत व्य. अदा भा. [अ]हिवदे श्रीअमेदावादनगरे सकटुंबकारिक श्रीचंद्रप्रभस्वामिबिंबं प्रतिष्टितं तपागच्छे श्रीविजयदेवसूरि . . . . . . ।

સં. ૧૬૧૦ શાકે ૧૪૭૫ના ફાગણ વદિ ૨ ને સોમવારે ઓસવાલ જ્ઞાતીય.........ભાર્યા અજાઈ, તેમના પુત્ર વ્ય૦ અદા, તેમની ભાર્યા અહિવદેએ, શ્રીઅમદાવાદ નગરમાં કુટુંબની સાથે શ્રીચંદ્રપ્રભ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીવિજયદેવસૂરિ [ એ પ્રતિષ્ઠા કરી. ]

[ ३५१ ]

॥ संवत् १६१२ वर्षे वैशाष शुदि ६ बुधे श्रीपत्तनवास्तव्य श्रीश्रीमालज्ञातीय श्रे० रैल्णा भा. वीछिणि सु. श्रे. जावड भा. ल्ल्तादे नाम्न्या सु. श्रे. मिहाजल भा. करमाई सु. कुंवरजी मनजी प्रमुखकुटुंबयुतेन मुख्य श्रीसंभवनाथबिंबं पंचतीर्थी श्रीआगमगच्छे श्रीसंयमरत्नसूरीणामुपदेशतः स्वश्रेयसे कारिता प्रतिष्ठिताः ॥

સં. ૧૬૧૨ના વૈશાખ સુદિ ૬ ને બુધવારે શ્રીપત્તનના રહેવાસી,

---

સહિત છે. પરિકર ૧॥ ફૂટ ઊંચું અને ૧ ફૂટ પહોળું છે. મૂળનાયક કરવા યોગ્ય છે.

૩૫૦. ભાની પોળમાં આવેલા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૫૧. ભાની પોળમાં આવેલા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી રેલણા, તેમની ભાર્યા બીછિલિ, તેમના પુત્ર શ્રેષ્ઠી જાવડ, તેમની ભાર્યા નામે લલતાદેએ, પુત્રો શ્રે૦ મિહાજલ, તેમની ભાર્યા કરમાઈ, તેમના પુત્રો કુંવરજી, મનજી વગેરે કુટુંબ સાથે મુખ્ય એવા શ્રીસંભવનાથ ભગવાનની પંચતીર્થી ભરાવી અને તેની આગમગચ્છીય શ્રીસંયમરત્નસૂરિના ઉપદેશથી પોતાના કલ્યાણ નિમિત્તે પ્રતિષ્ઠા કરી.

[ ૩૫૨ ]

सं. १६१६ वैशा शु. श्रीधर्मनाथ श्रीविजिदानसूरि बा । इ

સં. ૧૬૧૨ ના વૈશાખ સુ. શ્રીધર્મનાથ, શ્રીવિજયદાનસૂરિ, બા. ઇ..............

[ ૩૫૩ ]

सं. १६१७ वर्षे पौष वदि १ गुरौ राजाधिराज श्रीवसुपुज्य राणी श्रीजया तथा पुत्रः श्री ह (६) वासुपूज्यस्य बिंबं कारितं श्रीमहिमदा-गादवास्तव्यं श्रीश्रीमालज्ञातीय दो. सूरा सांडा राई धणपुरिसमीपे कर्म-क्षयार्थे कारितं शुभं भवतु ॥

સં. ૧૬૧૭ના પોષ વદિ ૧ ને ગુરુવારે રાજાધિરાજ શ્રીવસુપૂજ્ય, તેમની રાણી શ્રીજયા, તથા પુત્ર શ્રી હ......શ્રીવાસુપૂજ્યસ્વામીનું બિંબ ભરાવ્યું. શ્રીમહેમદાવાદના રહેવાસી શ્રીમાલજ્ઞાતીય દો૦ સૂરા, સાંડા, રાઈ, ધણપુરીની સમીપે-સાથે કર્મક્ષયના માટે બિંબ ભરાવ્યું. શુભ થાઓ.

---

૩૫૨. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

૩૫૩. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

[ ३५४ ]

संवत् १६२४ वर्षे माहा वदि १० शुक्रे प्राग्वाट सा पदमसी भार्या बाई लाली पुत्री वरजकईरि सूराई बाई वीराई स्वकुटुंबेन बिंब श्रीशांतिनाथ कारित तपागच्छे श्री ६ हीरविजयसूरिभि प्रतिष्ठित ॥

સં ૧૬૨૪ ના મહા વદિ ૧૦ ને શુક્રવારે પ્રાગવાટ જ્ઞાતીય શા. પદમસી, તેમની ભાર્યા બાઈ લાલી, પુત્રીઓ વરજકઈરિ, સૂરાઈ, બાઈ વીરાઈ વગેરે પોતાના કુટુંબીઓએ શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીહીરવિજયસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३५५ ]

सं. १६२६ व. फा. शु. ८ श्रीनमिनाथ बिंबं. . . . . . ।

સં૦ ૧૬૨૬ના ફાગણ વદિ ૮ ના રોજ શ્રીનમિનાથનું બિંબ ...

[ ३५६ ]

सवत् १६२६ वर्षे वैशाष शुदि १२ सोमे उसवालज्ञातीय बृहद् शाखाया मु (म) वेरीयागोत्रे मा जसवत भा. पूराई तत्पुत्र . . . . . . गोपा रखा मना तपुत्र सुश्रावकेन धर्मधुरधर . . . . . सूराकेन भा सूरमदे युतेन श्रीमदचलगच्छे युगप्रधानधर्ममूर्त्तिसूरीणा श्री कल्याण सागरसूरीणामुपदेशेन श्रीधर्मनाथबिंब कारित स्वश्रेयसे प्रतिष्ठित श्रीसंघेन अहमदावादे ।

---

૩૫૪ દેસાઈવાડામાં આવેલા શ્રીકલ્યાણ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પચતીર્થી પરનો લેખ

૩૫૫. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ

૩૫૬ આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાંની ધાતુની પચતીર્થી પરનો લેખ

સં. ૧૬૨૬ના વૈશાખ સુદિ ૧૨ ને સોમવારે ઓસવાલજ્ઞાતીય બ્રહત્ શાખીય, મુખેરીયા ગોત્રીય, મા. જસવંત, તેમની ભાર્યા પૂરાઈ, તેમના પુત્રો......જોખા, લખા, મના, તેમના પુત્ર સુશ્રાવક, ધર્મ ધુરંધર...સુરાએ, ભાર્યા સૂરમદેની સાથે શ્રીઅંચલગચ્છીય યુગપ્રધાન શ્રીધર્મમૂર્તિસૂરિના શિષ્ય શ્રીકલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શ્રીધર્મનાથ ભગવાનનું બિંબ ભરાવ્યુ અને તેની પોતાના કલ્યાણ માટે શ્રીસંઘે અમદાવાદમાં પ્રતિષ્ઠા કરી.

[ ૩૫૭ ]

संवत् १६२८ वर्षे वैशाख शुक्लैकादस्यां बुधे उकेशज्ञातीय दो० रत्नपाल भार्याव्रांदनाम्न्या सुतविद्याधरप्रमुखयुतेन श्रीश्रीश्रीश्रीपद्म-प्रभप्रतिमा कारिता श्रीतपागच्छाधिराज भट्टारक श्रीश्रीश्रीश्रीश्रीश्रीश्री हीरविजयसूरि . . . . . . ।

સં. ૧૬૨૮ના વૈશાખ સુદિ ૧૧ ને બુધવારે ઉકેશજ્ઞાતીય દો० રત્નપાલ, તેમની ભાર્યા નામે વ્રાદે, પુત્ર વિદ્યાધર વગેરેની સાથે શ્રીપદ્મ-પ્રભ ભગવાનની પ્રતિમા ભરાવી અને તેની તપાગચ્છાધિરાજ શ્રીહીર-વિજયસૂરિએ [ પ્રતિષ્ઠા કરી. ]

[ ૩૫૮ ]

संवत् १६३० वर्षे माघ शुदि १२ वार बुधे पत्त [न] वास्तव्य प्राग्वाटज्ञातीय वुहरा हाडा भार्या धरमणि सु० वधर · · · · · · सध भार्या मदीअदे · · · · · · श्रीकुंथुनाथबिंबं करापितं प्रतिष्ठितं तपागच्छे

૩૫૭ અખી ડોસીની પોળમાં આવેલા નાના શ્રીચિંતામણિ-પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૫૮. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

श्रीहीरविजयसूरिभिः · · · · · · रं नंदत ।

સં. ૧૬૩૦ના માહ સુદિ ૩ ને બુધવારે શ્રીપત્તનના રહેવાસી પ્રાગ્વાટજ્ઞાતીય વોરા હાડા, તેમની ભાર્યા ધરમણિ, તેમના પુત્ર વધર...... સધ, તેમની ભાર્યા મરીઅદે......શ્રીકુંથુનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીહીરવિજયસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૩૫૯ ]

श्रीः संवत् १६३४ वर्षे फाग. शुदि ८ शनौ श्रीपाटणवास्तव्य श्री पोरवाडज्ञातीय साहा नाकरः वाइ विजलदे पुत्र सहगलाः भार्या सावा हरंगादे पुत्र सा. हरजीः श्रीशांतिनाथबिंबं कारापितं श्रीहीरविजयसूरि प्रतिष्टितं पुन्यार्थं ॥श्रीः॥

સં० ૧૬૨૪ના ફાગણ સુદિ ૮ ને શનિવારે શ્રીપાટણના રહેવાસી, શ્રીપોરવાડજ્ઞાતીય શા. નાકર, [ભાર્યા] બાઈ વિજલદે, તેમના પુત્ર સહગલ, તેમની ભાર્યા સાબા હરંગાદે, તેમના પુત્ર શા. હરજીએ શ્રીશાંતિનાથ ભગવાનનું બિંબ પુણ્યાર્થે ભરાવ્યું અને તેની શ્રીહીરવિજયસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૩૬० ]

सं. १६४१ मार्ग शु. ३ बुधे को. सदा भार्या लघमादे · · · ·।

સં० ૧૬૪૧ના માગશર સુદિ ૩ ને બુધવારે કો० સદા, તેમની ભાર્યા લઘમાદે......

---

૩૫૯. ભોયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૬૦. અખી ડોસીની પોળમાં આવેલા નાના શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ०ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

॥ संवत् १६४५ वर्षे फा॰ सुदि ५ गुरौ श्रीअहमदावादवास्तव्य श्रीश्रीमालज्ञातीय व्य. पासा तत् भा. . . . . . श्रीपार्श्वनाथबिंबं कारापिता श्रीदेवरत्नसूरिभि: प्रतिष्ठितं ॥

સં० ૧૬૪૫ના ફાગણ સુદિ ૫ ને ગુરુવારે શ્રીઅમદાવાદના રહેવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય વ્ય પાસા, તેમની ભાર્યા...... શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બિંબ ભરાવ્યુ અને તેની શ્રીદેવરત્નસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३६२ ]

सं. १६५२ व. माह शु. १० . . . . . . . . ।

સં० ૧૬૫૨ના મહા સુદિ ૧૦.........

[ ३६३ ]

॥ सं. १६५४ माह वदि १२ बु. श्रीपूर्णिमापक्षे भ. हर्षसागर-सूरिश्रेयोर्थे श्रीपदमावती भगवती नमः ।

સં० ૧૬૫૪ના મહા વદિ ૧૨ ને બુધવારે શ્રીપૂર્ણિમાપક્ષીય ભ. શ્રીહર્ષસાગરસૂરિના કલ્યાણ નિમિત્તે શ્રીપદ્માવતી ભગવતીને નમસ્કાર થાઓ.

---

૩૬૧. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

૩૬૨. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

૩૬૩. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરની સામેની દેરીઓમાં ધાતુની પદ્માવતી દેવી પરનો લેખ

[ ३६४ ]

॥ सं. १६६० वैशाख सुदि ५ सोमवासरे श्रीमालीज्ञातीय अंचलगच्छीय राधनपुरवासि वोरेन। वीरचंद सुत। वा। शवचंदकेन श्री आदिनाथबिंबं कारापितं। प्रतिष्ठितं च तपागच्छीय श्रीविजयजिनेन्द्रसूरिभिः ॥ श्रीविजयदेवसूरिगच्छे।

સં० ૧૬૬૦ના વૈશાખ સુદિ ૫ ને સોમવારે શ્રીમાલજ્ઞાતીય, અંચલગચ્છીય, રાધનપુરવાસી વા વીરચંદ, તેમના પુત્ર વા. શવચંદે શ્રીઆદિનાથ ભગવાનનુ બિંબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય શ્રી વિજયદેવસૂરિગચ્છીય શ્રીવિજયજિનેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३६५ ]

सं. १६६५ वर्षे पोष वुदि ७ बुधे उकेश . . . . . . . विजयदेवसूरि . . . . . ।

સં० ૧૬૬૫ના પોષ વદિ ૭ ને બુધવારે ઉકેશ........ શ્રીવિજયદેવસૂરિ...... ।

[ ३६६ ]

सं. १६६६ वर्षे पो. व. ६ शुक्रे भीप(म)नाद वास्तव्य श्रीश्रीमालज्ञातीय सा. जयवंतकेन श्रीधर्मबिंबं का. प्रतिष्ठितं च तपाग.

---

૩૬૪. બબાવાળી શેરીમાં આવેલા શ્રીશામળા પાર્શ્વનાથ ભ૦ના દેરાસરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

૩૬૫. ભાની પોળમાં આવેલા શ્રીધર્મનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ

૩૬૬. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

श्रीविजयसेनसूरि श्रीविजयदेवसूरिभिः उपाध्याय श्री विजयराजगणि ....... ।

સં० ૧૬૬૬ના પોષ વદિ ૬ ને શુક્રવારે શ્રીભીમનાદના રહેવાસી શ્રીમાલજ્ઞાતીય શા. જયવંતે શ્રીધર્મનાથનુ બિંબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય શ્રીવિજયસેનસૂરિના શિષ્ય શ્રીવિજયદેવસૂરિ, તેમના શિષ્ય ઉપાધ્યાય શ્રીવિજયરાજગણિ [એ પ્રતિષ્ઠા કરી.]

[ ३६७ ]

सं. १६६६ वर्षे पो. व. ६ शुक्रे राजधन्यपुर वा. लघुशाखायां सा. पर्वतेन फाल्कणदे सु० देवजा प्रमुख कुटुंबयुतेन श्रेयोर्थं श्रीविमलनाथबिंबं कारितं प्र. च श्रीतपागच्छे श्रीविजयदेवसूरिभिः ॥

સં० ૧૬૬૬ના પોષ વદિ ૬ ને શુક્રવારે રાજધન્ય(રાધન)પુરવાસી લઘુશાખીય શા. પર્વતે, [ભાર્યા] ફાલ્કણદે, પુત્ર દેવજા વગેરે કુટુંબની સાથે કલ્યાણ નિમિત્તે શ્રીવિમલનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રી. વિજયદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३६८ ]

सं. १६६६ पो. व. ६ सा. जागा भा०. . . . . नाम्न्या वासुपूज्यबिंबं का. प्र. तपा श्रीश्रीविजयसेनसूरि . . . . . ।

સં० ૧૬૬૬ના પોષ વદિ ૬ના રોજ શા. જાગા, તેમની ભાર્યા નામે...તેણે શ્રીવાસુપૂજ્યસ્વામીનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીવિજયસેનસૂરિ [એ પ્રતિષ્ઠા કરી.]

---

૩૬૭. અખી ડોસીની પોળમાં આવેલા નાના શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૬૮. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

[ ३६९ ]

सं. १६६६ . . . . . व. ६. . . . . . श्रीआदिबिंबं प्र० तपा श्रीविजयसेनसूरिभिः ।

સં० ૧૬૬૬... ..વદિ ૬ ... શ્રીઆદિનાથ ભગવાનનુ બિંબ તપાગચ્છીય શ્રીવિજયસેનસૂરિએ પ્રતિષ્ઠિત કર્યું

[ ३७० ]

॥ संवत् १६७० वर्षे माघसितद्वितीयानंतरतृतीयाया श्रीराधनपुरवासी व्य. दो. जोधा सुत दो. देवजी नानजी वस्तुपाल का० श्रीनवपल्लवपार्श्वनाथबिंबं प्र. तपागच्छे श्रीविजयसेनसूरिभिः ।

સં० ૧૬૭૦ના માહ સુદિ બીજ પછીની ત્રીજે શ્રીરાધનપુરનિવાસી વ્ય. દો. જોધા, તેમના પુત્રો દો દેવજી, નાનજી, વસ્તુપાલ વગેરેએ શ્રીનવપલ્લવપાર્શ્વનાથ ભગવાનનું બિંબ કરાવ્યુ અને તેની તપાગચ્છીય શ્રીવિજયસેનસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३७१ ]

॥ संवत् १६७० वर्षे माघमासे शुक्लपक्षे द्वादस्या बुधे

---

૩૬૯ ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

૩૭૦. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાં ગભારામાં પેસતાં આપણી ડાબી બાજુના મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ ભ૦ની પલાંઠી પરનો લેખ.

૩૭૧. ચિંતામણિની શેરીમાં આવેલા શ્રીચિંતામણી પાર્શ્વનાથ ભ૦ના મોટા દેરાસરમાં મૂ૦ ના૦ની બંને બાજુનો લેખ પાછળનો ભાગ દબાઈ જવાથી તેની એક લાઈન છોડી દીધી છે લેખ આપણી જમણી બાજુથી શરૂ થાય છે મૂળનાયક શ્રીચિંતામણિ પાર્શ્વનાથની મૂર્તિ પરનો લેખ

. . . . . . . . . . . . . सुत दो० हर्षा भार्या कोडमदे सुत सा। भीमानामा(म्ना) भा. सरूपदे सुत . . . . . लालजीप्रमुख्कुटुंबयुतेन स्वश्रेयोर्थं . . . . . त्राणदत्त बहुमान सकलसूरिसिरोवतंस. . . . . श्रीभट्टारक हीरविजयसूरिपट्टालंकार श्रीसकल . . . . . सुविहित यति सिंगार भट्टारक श्रीविजयसेनसूरि . . . . . ।

સ૦ ૧૬૭૦ના માહ માસની સુદિ ૧૨ને બુધવારે. પુત્ર દો હર્ષા, તેમની ભાર્યા કોડમદે, તેમના પુત્ર નામે શા ભીમાએ, ભાર્યા સરૂપદે પુત્રો..... લાલજી વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણ નિમિત્તે . . . [સુલ]તાને જેમનુ બહુમાન કર્યું છે તે સમગ્ર આચાર્યોમાં શિરોમણિ ભટ્ટારક શ્રીહીરવિજયસૂરિ, તેમના પટ્ટાલંકાર સમગ્ર . સુવિહિત યતિઓના શૃંગાર સમા ભટ્ટારક શ્રીવિજયસેનસૂરિ [એ પ્રતિષ્ઠા કરી.]

[ ३७२ ]

स. १६७३ श्रीपार्श्वनाथ विजयदेवसू० . . . . . ।

સ૦ ૧૬૭૩ શ્રીપાર્શ્વનાથ શ્રીવિજયદેવસૂરિ..... ..

[ ३७३ ]

स. १६७५ वर्षे वैशाख सुदि १३ शुक्रे साकु(क)सखा गोत्रे वरसी भा. कनकादे पुत्र . . . . . वेन भा. अमृतदे मा(ना)लजी . . . . . का. श्रीधर्मनाथबिंबं प्रतिष्ठित श्रीजिनराजसूरिभि श्रीखरतरगच्छे ।

---

૩૭૨ ભાની પોળમાં આવેલા શ્રીધર્મનાથ ભ૦ ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ

૩૭૩ ભાની પોળમાં આવેલા શ્રીશાંતિનાથના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ

સં. ૧૬૭૫ના વૈશાખ સુદિ ૧૩ ને શુક્રવારે સાંકુસખા ગોત્રીય વરસી, તેમની ભાર્યા કનકાદે, તેમના પુત્ર......તેણે, ભાર્યા અમૃતદે, [પુત્ર] માલજી......શ્રી ધર્મનાથનું બિંબ ભરાવ્યુ અને તેની ખરતરગચ્છના શ્રીજિનરાજસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३७४ ]

सं. १६७७ व. मार्गशीर्ष शुदि ५ रवौ श्रीपत्तनवास्तव्य ओसवालसज्ञाती. वृद्धशाखे भण. लक्ष्मीधर भार्या बा. जसदे सुत भण. मानसंघ भार्या बाई पूतली करापितं श्रीतपागच्छे श्रीविजयसेनसूरि . . . . . भट्टारक श्रीविजयदेवसूरिनामगत बंब (बिंबं) श्रीसुमतिनाथ श्रीपंभतीर्थे प्रती०

સં. ૧૬૭૭ના માગશર સુદિ ૫ ને રવિવારે શ્રીપત્તનના રહેવાસી ઓસવાલજ્ઞાતીય, વૃદ્ધશાખીય, ભણશાલી લક્ષ્મીધર, તેમની ભાર્યા બા જસદે, તેમના પુત્ર ભણ૦ માનસંઘ, તેમની ભાર્યા બાઈ પૂતળીએ તપાગચ્છીય ભટ્ટારક શ્રીવિજયસેનસૂરિ, તેમના શિષ્ય શ્રીવિજયદેવસૂરિના નામથી આવેલી શ્રીસુમતિનાથની પ્રતિમા ભરાવી અને તેની ખંભાતમાં પ્રતિષ્ઠા કરી.

[ ३७५ ]

॥ सं० १६८० वर्षे वैशाप शुदि ३ शनिवारे उपकेशज्ञातीय ओथरीगोत्रे सा. हल्लणा . . . . . राणा भ० . . . . . आत्मश्रेयसे

---

૩૭૪. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાં ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

૩૭૫. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

श्रीशांतिनाथबिंबं कारितं प्र. श्रीकोक(कुक)दाचार्यसंताने श्रीसिद्ध-सूरिभिः ॥ शुभं भवतु ॥

સં. ૧૬૮૦ના વૈશાખ સુદિ ૩ ને શનિવારે ઉપકેશજ્ઞાતીય, ઓથરી ગોત્રીય શા. હરખજી,...... ગાજી ભ...... પોતાના કલ્યાણ માટે શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીકુકુદાચાર્ય સંતાનીય શ્રીસિદ્ધસેનસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૩૭૬ ]

सं. १६८३ वै. शु. ७ राधनपुर वास्तव्य श्रीमाली ज्ञा. बृहत् शाषीय दो. जोधीरी बा. माणदे सुत दो. नानजी नाम्ना श्रीश्रेयांसबिंबं कारितं प्रतिष्टितं च तपागच्छे भ० श्रीविजयदेवसूरिभिः श्रीसांतलपुर-नगरे ।

સં. ૧૬૮૩ના વૈશાખ સુદિ ૭ [ના રોજ] રાધનપુર રહેવાસી શ્રીમાલીજ્ઞાતીય, બૃહત્ શાખીય, દો. જોધીરી, બા. (ભાર્યા ?) માણદે, તેમના પુત્ર નામે દો. નાનજીએ શ્રીશ્રેયાંસનાથનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય ભ. શ્રીવિજયદેવસૂરિએ સાંતલપુર નગરમાં પ્રતિષ્ઠા કરી.

[ ૩૭૭ ]

॥ सं. १६८२ जे. सु ३. . . . . देवदत्त . . . . श्रीविमल-बिंबं . . . .

સં૦ ૧૬૮૩ ના જેઠ સુદિ ૩...... દેવદત્ત......શ્રીવિમલનાથ ભગવાનનું બિંબ......

---

૩૭૬. ભોયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

૩૭૭. ભોયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

[ ३७८ ]

॥ संवत् १६८३ वर्षे ज्येष्ठ वदि ९ गुरुवासरे श्रीअहिम्मदावाद-वास्तव्य श्रीओसवालज्ञातीय सा. वाछा भार्या बाई गोरदे सुत सा. सहस्रकिरण भार्या कुंअरिबाई सोभागदे पुत्रेण सुत सा. पवजी. प्रमुखकुटुंबयुतेन शत्रुंजयादि तीर्थे महामहा(हः)पुरस्सर .... वाप्त संघपति तिलकेन सा. श्रीशान्तिदास नाम्ना स्वश्रेयोर्थे ..... भट्टारक .... ।

સં. ૧૬૮૩ના જેઠ વદિ ૯ ને ગુરુવારે શ્રીઅમદાવાદના રહેવાસી, શ્રીઓસવાલજ્ઞાતીય શા. વાછા, તેમની ભાર્યા બાઈ ગોરદે, તેમના પુત્ર શા. સહસ્રકિરણ, તેમની ભાર્યા કુંઅરિ, બાઈ સોભાગદે, તેમના પુત્ર શત્રુંજય વગેરે તીર્થોમાં મોટા ઉત્સવપૂર્વક સંઘપતિનું તિલક પ્રાપ્ત કરનાર નામે શા. શાંતિદાસે, તેમના પુત્ર શા. પવજી વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણ નિમિત્તે.........ભટ્ટારક......

[ ३७९ ]

सं. १६८७ वर्षे मगसिर सुदि ४ दिन । श्रीसुमतिनाथबिंबं श्राविका राजीमानीकारितं प्रतिष्ठितं श्रीखरतरगच्छे श्रीजिनसागरसूरिभिः ।

સં० ૧૬૮૭ના માગશર સુદિ ૪ના દિવસે શ્રીસુમતિનાથ ભગવાનનું બિંબ શ્રાવિકા રાજી અને માનીએ કરાવ્યું અને તેની શ્રીખરતરગચ્છીય શ્રીજિનસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૩૭૮. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ०ના મંદિરમાં મૂ० ના०ની પલાંઠી પરનો લેખ.

૩૭૯. ભાનો પોળમાં આવેલા શ્રીધર્મનાથ ભ०ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

॥ सवत् १७०१ व. मार्ग . . . . पीपलनगर वीर मार्या बाई हंसीरनाम्न्या कारितं श्रीरपभदेवो( वस्य )बिंनं प्र. तपागच्छे भ० निजयदेवसूरिपट्टप्रभावकर आचार्य श्रीविजयसिंहसूरिभि ॥

મ० ૧૭૦૧ના માગશ૰ પીપલનગરના શ્રેષ્ઠી વીર, તેમની ભાર્યા નામે બાઈ હંસીરે શ્રીઋષભદેવનુ બિબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય ભટ્ટારક શ્રીવિજયદેવસૂરિના પટ્ટપ્રભાવક આચાર્ય શ્રીવિજયસિંહસૂરિએ પ્રતિષ્ઠા કરી

[ ३८१ ]

सवत् १७२२ वर्षे पोस वदि १ ग(गु)रौ पुष्ये स(सि)कंदरपुर वास्तव्य प्राग्वाटज्ञातीय वृद्धशाखीय सा. वाघजी भार्या बी। नाम्न बाई पुत्र सा। पासवीर लघुभ्राता सगरसिंघ। सा पासवीर भार्या . . . . आणंदवाई लघुभार्या बा पाननाई बा आणदवाई पुत्र सामत-राज सा० जीवा बा पानबाई पुत्र सा. पनराजासी अमरसिंघ पुत्र सा। सामादास प्रमुखपुत्रपु(पौ)त्रादिकुटुबपरिवारयुतेन स्वश्रेयसे सा। पासवीरकेन श्रीशत्रुजय श्रीअर्बुदादि सकलतीर्थ पट कारापित । [ प्र० ] तपागच्छाधिराज भ। श्रीविजयराजसूरिभि श्रीरस्तु ।

સ ૧૭૨૨ના પોષ વદિ ૧ ને ગુરુવારે પુષ્ય નક્ષત્રમાં સ(સિ)કંદરપુરના રહેવાસી પ્રાગ્વાટજ્ઞાતીય, વૃદ્ધશાખીય શા० વાઘજી, તેમની ભાર્યા નામે બી વાઈ, તેમના પુત્ર શા પાસવીર, તેમના નાના ભાઈ

૩૮૦ ગોડીજીની ખડકીમાં આવેલા શ્રીગોડી પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ

૩૮૧. ભોંયરા શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામી ભ૦ના મંદિરમાંના પિત્તળના તીર્થપટ પરનો લેખ

[ ૧૭૭

સગરસિંઘ શા. પાસવીરની ભાર્યા. આણંદબાઈ, નાની ભાર્યા બા પાનબાઈ, બા આણંદબાઈના પુત્રો સામતરાજ, શા જીવા, બા પાનબાઈના પુત્રો શા પનગજાસી, અમરસિંઘ, તેમના પુત્ર શા સામાદાસ વગેરે પુત્રપુ(પૌ)ત્રાદિ કુટુંબ પરિવારની સાથે પોતાના કલ્યાણ માટે શા પાસવીરે શ્રીશત્રુંજય, અર્બુદ વગેરે સમગ્ર તીર્થોના પટો કરાવ્યા અને તેની તપાગચ્છાધિરાજ ભ૦ શ્રીવિજયરાજસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३८२ ]

संवत् १७४६ वर्षे माघसुद ६ भट्टारक श्रीसुंदरकी . . . . प्रनमति ।

સં. ૧૭૪૬ના મહા સુદિ ૬ ના રોજ ભટ્ટારક શ્રીસુંદરકી. પ્રણામ કરે છે

[ ३८३ ]

स० १७५५ व० श्रीशांतिनाथ स० अमना भरापित ।

સં ૧૭૫૫ના વ૦ શ્રીશાંતિનાથ ભગવાન [ની મૂર્તિ] સ૦ અમનાએ ભરાવી

[ ३८४ ]

॥ संवत् १७६१ वर्षे वैशाष शुदि ५ गुरौ श्रीराधनपुरनगर वास्तव्य श्रीमालीज्ञातीय वृद्धशाखाया वो । समरथ सुत वो । घरमण भा । जीवणाकेन स्वद्रव्येण श्रीशांतिनाथपंचतीर्थी कारापित (ता)

---

૩૮૨ ભાની પોળમાં આવેલા શ્રીધર્મનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની ચોવીશી પરનો લેખ.

૩૮૩ તબોળી શેરીમાં આવેલા શ્રીમહાવીરસ્વામીના મંદિરમાંની ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૩૮૪ ગેલા શેઠની શેરીમાં આવેલા શ્રીનેમીશ્વરના મંદિરમાંની ધાતુની પંચતીર્થી પરનો લેખ.

प्रतिष्ठितं ( ष्ठिता ) तपागच्छे भ । श्रीविजयप्रभसूरिपट्टे संविज्ञपक्षीय भ। श्रीज्ञानविमलसूरिभिः ।

સં. ૧૭૬૧ના વૈશાખ સુદિ ૫ ને ગુરુવારે શ્રીરાધનપુર નગરના રહેવાસી શ્રીમાલજ્ઞાતીય, વૃદ્ધ શાખીય, વો૦ સમરથ, તેમના પુત્ર વો૦ ધરમણ, તેમની ભાર્યા જીવણએ પોતાના દ્રવ્યથી શ્રીશાંતિનાથની પંચતીર્થી ભરાવી અને તેની તપાગચ્છીય ભટ્ટારક શ્રીવિજયપ્રભસૂરિના પટ્ટધર સંવિજ્ઞપક્ષીય ભ૦ શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३८५ ]

सं. १७६१ व. . . . . . . . . गुरौ मोदा(दी) गमाल्केन श्री चंद्रप्रभबिंबं का. प्र. श्री ज्ञानविमलसूरिभिः

સં. ૧૭૬૧ ના......ગુરુવારે મોદી ગમાલે શ્રીચંદ્રપ્રભસ્વામીનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३८६ ]

। सं । १७६१ वै० सु० ७ गुरौ दो । वाल्म सुत दलिभकेन श्री आदिनाथबिंबं का. प्र । भ । ज्ञानविमलसूरि

સં. ૧૭૬૧ના વૈશાખ સુદિ ૭ ને ગુરુવારે દો૦ વાલમ, તેમના પુત્ર દલિભે શ્રીઆદિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની ભટ્ટારક શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૩૮૫. ભાની પોળમાં આવેલા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરના લેખ

૩૮૬. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રી. આદીશ્વર ભ૦ના મંદિરમાંની ધાતુની એકલતીર્થી પરના લેખ.

सं० १७६८ वर्षे वैशाष सुदि ५ . . . . . . . .

સ. ૧૭૬૮ના વૈશાખ સુદિ ૫................

[ ३८८ ]

॥ सं० १७६९ व। पो। व। १ गुरौ राधनपुर वा। बाई जयवताकेन श्रीशांतिनाथ बिं. का. प्रति। तपागच्छे। . . . . . . . श्री ज्ञानविमलसूरिभिः ॥

સ. ૧૭૬૯ના પોષ વદિ ૧ ને ગુરુવારે રાધનપુરના રહેવાસી બાઈ જયવતાએ શ્રીશાંતિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३८९ ]

॥ सं० १७६९ व। वै व। १ गुरौ श्रीराधनपुर वा। वाह रामकेन श्रीरीषमनाथबिंबं का० प्रति० तपागच्छे भ। श्रीज्ञानविमलसूरिः (रिभिः) ॥

સં. ૧૭૬૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે શ્રીરાધનપુરના રહેવાસી બાઈ રામકે શ્રીઋષભનાથનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૩૮૭. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૩૮૮. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

૩૮૯. ચિંતામણિની શેરીમાં આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાંની ધાતુની એકલતીર્થી પરનો લેખ.

॥ सं० १७६९ व. वै० व० १ गुरौ वो । श्रीराधनपुर वा । श्रीमाल ज्ञाती . . . . . . मेघाकेन श्रीवासुपूज्य बिं । का० प्र० तपागच्छे भ. श्रीज्ञानविमलसूरिभिः ॥

સં. ૧૭૬૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે શ્રીરાધનપુરના રહેવાસી શ્રીમાલજ્ઞાતીય........મેઘાએ શ્રીવાસુપૂજ્યસ્વામીનું બિંબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય ભ૦ શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३९१ ]

॥ सं० १७६९ व. वै० व० । १ गुरौ वो० राधनपुर वा श्रीमाल . . . . . . वांछा ताराबाई . . . . . . का. प्र. भ । श्री ज्ञानविमलसूरिभिः ॥

સ. ૧૭૬૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે વે૦ રાધનપુરના રહેવાસી શ્રીમાલજ્ઞાતીય વાંછા, [તેમની ભાર્યા] તારાબાઈ,........[બિંબ] ભરાવ્યું અને તેની ભ૦ શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી

[ ३९२ ]

॥ १७६९ व. वै. व. १ गुरौ राधनपुर वा । बाई घोनाकेन श्रीआदिनाथ बिं० का० प्रति । तपा . . . . . . ज्ञानविमलसूरिभिः ।

---

૩૯૦. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલતીર્થી પરનો લેખ.

૩૯૧. ભોંયરા શેરીમાં આવેલા શ્રીઅજિતનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

૩૯૨. ભાની પોળમાં આવેલા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ

સં. ૧૭૬૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે રાધનપુરના રહેવાસી બાઈ ધેનાએ શ્રીઆદિનાથનું બિંબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય ભ૦ શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ૩९૩ ]

सं । १७६९ व । वै । व १ गुरौ पत्तनना( त्तन )वास्तव्य प्राग्वाट वृद्ध . . . . . . राजबाई सुत सुंदर थावर दलिमकेन श्रीसुमतिनाथबिंबं कारापितं प्रतिष्ठितं तपा . . . . . . कामिज्ञ(संविज्ञ)पक्षे भ । श्री ५ श्रीज्ञानविमलसूरिभिः ॥ श्रीरस्तु

સં. ૧૭૬૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે શ્રીપાટણના રહેવાસી પ્રાગ્વાટજ્ઞાતીય વૃદ્ધશાખીય......રાજબાઈ, તેમના પુત્રો સુંદર, થાવર અને દલિમે શ્રીસુમતિનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છના સવિજ્ઞપક્ષીય ભ૦ શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३९४ ]

॥ सं १७६९ व । वै । व। १ वारगुरौ राधनपुरवास्तव्य श्रीमालज्ञा । वृद्धशा । बाई गंगांई बा । कसावीकेन श्रीशांतिनाथ बिं० का० प्रति । तपागच्छेश विजयपक्षे भ । ज्ञानविमलसूरिभिः ॥ श्री ॥

સં. ૧૭૬૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે રાધનપુરના રહેવાસી શ્રીમાલજ્ઞાતીય, વૃદ્ધશાખીય બાઈ ગંગાંઈ, બા૦ કસાવીએ શ્રીશાંતિનાથનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય વિજયપક્ષીય ભ૦ શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૩૯૩ ભાની પોળમાં આવેલા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ

૩૯૪. ખજૂરીની શેરીમાં આવેલા શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

। सं १७६९ वै व । १ गुरौ व॥लाषा को श्रीशांतिनाथ विं० प्रतिष्टि . . . . . . सूरि [ भि ]॥

સં ૧૭૬૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે બ૦ લાખાકે શ્રીશાંતિનાથનુ બિંબ ભરાવ્યુ અને તેની . . . . . . સૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३९६ ]

सं । १७६९ व । वै । व । १ गुरौ राजनगर वा । बाई वालिम बाईकेन शंताप( भव )नाथ विं । कारा । प्र । तपागच्छे भ । श्री ज्ञानविमलसूरिभि ॥

સં. ૧૭૬૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે રાજનગરનાં રહેવાસી બાઈ વાલિમ બાઈએ શ્રીસભવનાથનું બિબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય ભ૦ શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

[ ३९७ ]

सं १७६९ व । वै । व । १ गुरौ राधनपुर वा. . . . . . . . श्री शीतलनाथ विं. का. प्र. तपा । श्रीज्ञानविमलसूरिभि ॥

સં ૧૭૬૯ના વૈશાખ વદિ ૧ ને ગુરુવારે રાધનપુરના રહેવાસી . . . . . . . . . . .શ્રીશીતલનાથનુ બિંબ ભરાવ્યુ અને તેની તપાગચ્છીય શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી

---

૩૯૫ ચિંતામણિના શેરીમા આવેલા મોટા શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ.

૩૯૬. આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાંની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ

૩૯૭ આદીશ્વરની ખડકીમાં આવેલા શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાની ધાતુની એકલમૂર્તિ પરનો લેખ

